*

દોરાય. દરિદ્રતા અને દુઃખ જેણે જોયાં હોય એવા મહાપુરુષની એ પત્ની છે. જગત જેનાથી ચરાચર રૂપે એવા યોગીની એ અર્ધાંગના છે. બાળકવયમાં શ્રીમંતાઈનાં સુખ એણે પિતાને ત્યાં અનુભવ્યાં છે, એટલે એનાથીએ એ છેક અજાણ્યું નથી. સ્ત્રીસ્વભાવને સુલભ રસિકતા કૈલાસનાં શિખરોમાં ફરતાં એ જરૂર અનુભવતાં હશે. ગર્વ વિનાની એમની સુંદરતામાં એક પ્રકારની અભિનવતા અને પ્રફુલ્લતાએ જરૂર હશે. પણ એમને જોઈને માણસ મોહી નહીં જાય; પણ માન આપવાનું જ મન કરે. એમની સુંદરતા છાપ પાડે છે પણ પાસે આવવા પ્રેરતી નથી. લક્ષ્મીજી સમી સુંદરતા દૂર ખસવા દેતી નથી. પાર્વતીજીમાં લક્ષ્મીજી સમી ભભક નહીં હોય, પણ ઉદારતા ને અંતરનાં અમી તો જરૂર વધારે પ્રમાણમાં હશે.

આર્ય હૃદયમાં પાર્વતીનું સ્થાન કોઈપણ દેવો કરતાં ઉતરતું નથી.

નથી કરી. સૌન્દર્ય જોવાની આ અશક્તિએ આપણને નીરોગી નથી રહેવા દીધા, એમ માનવાનું મન ઘડીભર થઈ જાય છે.

પણ જે આર્યોએ જડ તત્ત્વોમાંએ ભવ્યતા અને દૈવત કલ્પ્યું અને એમાથી ઝરતાં સૌન્દર્યનાં પાન કીધા છે તેમની દષ્ટિ ચેતનમાં સૌન્દર્ય જોતા કેમ અટકતી હશે ? સૌન્દર્ય વિના ભવ્યતા ક્યાંએ રહી શકે છે ? આકાશ ભવ્ય લાગે છે, કારણ કે વિવિધરંગી સૌન્દર્ય ત્યાં રમે છે. કુદરત ભવ્ય લાગે છે, કારણ અનેકરંગી સૌન્દર્ય ત્યાં વેરાએલું પડ્યુ છે. રાત્રિ ભવ્ય લાગે છે, કારણ કે સૌન્દર્યના તેજફુવારાથી એ દેદિપ્યમાન બનેલી છે. દરીઆ ભવ્ય લાગે છે, કારણ કે નરી સુંદરતા એનામાં સર્વરુપે પ્રકાશે છે. એ સુંદરતાને કોઈ ગંપૂર્ણતા કહે છે. પણ નામ બદલ્યાથી એનું સ્વરુપ બદલાતું નથી.

દેવ કે માનવના આદર્શ આપણે ઉપજાવવા હોય ત્યારે તેમને આકાર અર્પ્યા વિના ચાલતું નથી. આત્માની સુંદરતાના પ્રમાણમાં દેહની સુંદરતા કલ્પવી એ એક માનવનો સ્વભાવ છે. એ નિયમને અનુસરીને આપણે પાર્વતીના સૌન્દર્યની કલ્પના કરી શકીએ.

પાર્વતીનું ગૌરવ લક્ષ્મીજી કરતાં જુદા જ પ્રકારનું લાગે છે. ગર્ભશ્રીમંતો અને પોતાના ગુણોથી જ મહારથાને પહોંચેલા પુરુષોની પત્નીઓમાં જે જાતનો ફેર હોય એવો ફેર આ બને મહાદેવીઓ વચ્ચે પણ લાગે છે. લક્ષ્મીજીનો વિચાર કરતાં એને જો માનુષી રૂપ આપીએ તો સુંદર અને થોડા બોલી, જુની ખાનદાનીમાં ઉતરી આવતી, સ્વાભાવિક સંસ્કારિતા દેખાઈ આવતી, ધીમા ડોલનમાંએ સ્વાભાવિક લાલિત્યનો ભાસ કરાવતી, જેને અંગ્રેજીમાં 'loud' કહીએ એવા કશાએ દેખાવ વગરની છતાં તોર ને દમામને ઘણી ખુબીથી દેખાડતી, સાદાઈના પડમાંથી શોભાનો ભાસ કરાવતી, બહારના જગતના દુઃખની અજ્ઞાનતાથી સંતોષી ને સુખી દેખાતી કોઈ શ્રીમંત પત્નીનું ચિત્ર દૃષ્ટિ આગળ ખડું થાય છે. પાર્વતીજીનું ચિત્ર એનાથી જરા જુદી જાતનું

*

દૌર્ભાગ્ય દરિદ્રતા અને દુઃખ જેણે જોયા હોય એવા મહાપુરુષની એ પત્ની છે જગત જેનાથી થરથર કંપે એવા યોગીની એ અર્ધાંગના છે બાળકપણમાં શ્રીમંતાઈનાં સુખ એણે પિતાને ત્યાં અનુભવ્યાં છે, એટલે એનાથીએ એ છેક અજાણ્યું નથી સ્ત્રીસ્વભાવને સુલભ રમ્યતા કૈલાસના શિખરોમાં ફરતાં એ જરૂર અનુભવતાં હશે ગર્વ વિનાની એમની સુંદરતામાં એક પ્રકારની અભિનવતા અને પ્રફુલ્લતાએ જરૂર હશે પણ એમને જોઈને માણસ મોહી નહીં જાય, પણ માન આપવાનું જ મન કરે એમની સુંદરતા છાપ પાડે છે પણ પાસે આવવા પ્રેરતી નથી લક્ષ્મીજી જેવી સુંદરતા દૂર ખમવા દેતી નથી પાર્વતીજીમાં લક્ષ્મીજી જેવી ભભક નહીં હોય પણ ઉદાત્તતા ને અતગના અમી તો જરૂર વધારે પ્રમાણમાં હશે

આર્ય હૃદયમાં પાર્વતીનું સ્થાન કોઈપણ દેવો કરતાં ઉતરતું નથી

## ૨

# પ દ્મિ ની

ચંદ્રમૌલીના તપસ્તેજ સરીખડાં આર્ય સ્ત્રીઓનાં હૃદયતેજ પણ જગતને સંરક્ષવા માટે અને સાત્ત્વિક ક્રોધ જાગે ત્યારે સંહારવા માટે છે. આર્ય સ્ત્રીઓનાં ચારિત્ર્યરૂપ પાવક સમાં પ્રજ્વલિત હોય છે. એમની હૂંફથી આલમમાં જીવન રેડાય છે. એમને કોઈ છેડે તો દાવાનલ સમી એમની પ્રચંડ શક્તિ આહુતિ માગે છે અને સ્વનો અને પરનો બંનેનો નાશ કરે છે.

સતી શબ્દમાં રહેલો આદર્શ એ આર્યજીવનમાં દૂરનું ધ્યેય નથી પણ દરરોજના જીવનક્રમની એક આવશ્યક વસ્તુ છે. સતીત્વ એ આર્યોને મન જીવન જેટલું જ પવિત્ર અથવા એથીએ મોંઘું અને અમોલ છે. સતીત્વનાં ઉપવનની રક્ષા અર્થે બાંધેલી વાડોમાં ઝાંખરાં વધી ગયાં છે એ ખરું, પણ રાની પશુઓથી જેટલું રક્ષણ આર્ય-સંસારમાં થયું છે તેટલું પૃથ્વીની બીજી જાતિઓમાં સુરક્ષિતપણે નથી થયું.

કેટલાક દેશોમાં કલાનો વિકાસ સ્થૂલ ઉપભોગની સામગ્રીઓ વધારવા અર્થે થાય છે. ભારતીય જીવનમાં એ વિકાસ માનવજીવનના ઉંડાણમાં રહેલાં સૂક્ષ્મ સત્ત્વના સાક્ષાત્કાર અર્થે હોય છે. કોઈ દેશોમાં સુંદરીઓનાં સૌન્દર્ય દુનીઆની મહત્ત્વાકાંક્ષાઓ પ્રેરવાનાં કે તેમને પહોંચવાના સાધનરૂપ હોય છે. આપણા દેશમાં એ સૌન્દર્યની

જ્યોત અખંડ અને સુરક્ષિત રાખવાના ઉત્સાહમાં પરાક્રમ અને સ્વાર્પણના શિક્ષણની શાળાઓરૂપ બને છે કહીંક સૌન્દર્ય એ ઉપભોગ અર્થે હોય છે આપણે ત્યાં સૌન્દર્ય એ સામગ્રી નહીં પણ વિભૂતિ છે

ચીતોડની વીરાંગના પદ્મિનીની જીવનકથા એ આ બે આદર્શો કે દૃષ્ટિકોણના દ્વંદ્વની કથા છે એક જાતિમાં સૌન્દર્ય એ માલીકીની વસ્તુ અને તેને ઉપભોગ અર્થે પ્રાપ્ત કરવું એ પુરુષત્વનો જન્મસિદ્ધ હક્ક મનાતો બીજી જાતિમાં પ્રભુતાની પ્રસાદીરૂપ એ સૌન્દર્યની ઉજ્જવલતામાં એક પણ ડાઘ ન લાગે એટલા ખાતર પ્રાણાર્પણ કરવું એ બીસાત વગરની વાત હતી પ્રાણ બચાવવા એ નહીં પણ પ્રાણવાન્ થવું એ મહત્ત્વનું હતું એમના ગૌરવની ગાથા પ્રાણવાન્ થવાની એ તત્પરતાથી જ અમર થઈ છે

અસામાન્યતા કોઈ પણ વિશિષ્ટ ગુણની સાથે સંકળાએલી હોય છે આદર્શની ખાતર મરી જવું કે મીટાવવું એ દરેક ઓજસ્વી આત્માનો સંકલ્પ હોય છે સતીઓના સત્યવ્રત અને વીરોના દેહ-વિસર્જન એ બંનેની પાછળ એક જ જાતની મનોદશા ઘણુંખરૂં હોય છે પદ્મિની પણ એવી જ એક અપૂર્વ સ્ત્રી હતી ત્યાંના વીરોના જેમ પણ અક્ષય હતા વસુંધરામાં એકત્રિત થએલાં સર્વ સૌન્દર્યોના સારરૂપ સુકુમાર અને અદ્ભુત દેહલતાને અગ્નિમાં વિસર્જન કરતાં એ કંપી ન હતી સમૃદ્ધિશાળી ચીતોડને સ્મશાન બનાવતાં ત્યાંના કોઈ પણ વીરનો આત્મા ડગ્યો ન હતો

એ અપૂર્વ સુંદરીની છબી દોરતાં આજે પણ આપણે પ્રમત્ત બનીએ છીએ. હજારો યોદ્ધાઓને મૃત્યુની લેહ લગાડનાર એ મનોરમ સ્વરૂપવાળી જોગમાયા હજી આપણને વિસ્મિત કરે છે.

તે કેવી હશે? ભગવાન્ શંકરની ચંદ્રકલા સમી તે નમણી તોએ અપ્રાપ્ય હશે કે બાલસૂર્ય સમી કુમળી પણ તેજસ્વી હશે? પુષ્પના પરાગ સમી તે મૃદુ અને મત્ત કરે તેવી હશે કે વનસ્પતિ સમી માદક અને ઉત્તેજિત કરે તેવી હશે? વીણા સમા તેના સ્વર આત્મામાં ઉતરી કંઈ દિવ્ય આદેશ જગાડે તેવા હશે કે રણવાદ્યો સમા તેના સુર જંગમાં ઝંપલાવવાનું જોમ ઉમેરે એવા હશે? સૌન્દર્ય અને મંયોગથી માત્ર અમર થએલી એ અબલા હશે કે વીરોનાં હૈયાં ધ્રુજાવનાર એ કોઈ શક્તિ હશે?

અત્યાચાર કરવાને તત્પર થયેલા ભાન ભુલેલા દુરાચારીને ભુલથાપ આપવાની યોજનાની વિધાયક એ હતી. આશાની છેડી પાંખ કપાતાં સુધી દૃઢતાથી રાહ જોનાર અને પરિણામની વિધાત્રી થનાર પણ એ જ હતી. જીતેલાને પરાજિતની શરમ અને શિથિલતા અનુભવનાર એની જ પ્રતાપી ચિતાના અવશેષ હતા. જીવતાં કે મૃત્યુ પછી એ અજેય જ રહી છે.

તે માત્ર નિર્બલ અને નમાલી જ્યાં સૌન્દર્યથી જ પુજાએલી પ્રતિમા હોય એમ માનવા કલ્પના ના પાડે છે. એકલું સૌન્દર્ય પ્રેરે છે પણ ટકાવતું નથી. સૌન્દર્યની મૂર્તિને લોકો સાચવે છે પણ અંતકાલ લગી ઉપાસના કરવા તો જગદંબાને શરણે જ જાય છે. ખપ્પર ભરવા આવેલી મહામાયા સમી એ વધારે લાગે છે.

પણ એને એના સૌન્દર્યનો ગર્વ હશે કે નહીં? પોતાની શક્તિને માપવાની આકાંક્ષા હશે કે નહીં? અલ્લાઉદ્દીનને અરીસામાં દર્શન કરાવતાં એણે શણગાર સજ્યા હશે? એને છેતરી ભીમદેવને છોડાવતાં એને સંતોષ અને અભિમાન નહીં થયાં હોય? સમ્રાટની

અણુસ્વીકારેલી રહેવા સર્જાએલી યાચનાઓને નીહાળતાં એ આત્મસંતોષ કે સન્માનપૂર્વક તિરસ્કારનું નહીં હસી હોય ? ઉન્મત્ત પ્રણયી વિજેતા બની શોધવા આવશે ત્યારે ચિતાની રાખથી એનો ગર્વ કેવો ગળશે એ વિચારે એની આંખો નહીં ચમકી હોય?

સર્જનશક્તિથી માનવીમાં અભિમાન વધે છે તેમ નાશ કરવાની કે કરાવવાની શકિતથી પણ એક પ્રકારનો ઉન્માદ આવે છે. એના હૃદયની મહત્તાએ આ સર્વનાશના કારણરૂપ પોતાને કલ્પી જાત પર ધિક્કાર વર્ષાવ્યો હશે; પણ એમાંના એક ખુણે એ સર્વનાશની અધિશ્વરી પોતે છે એ વિચારે પ્રલયની યાદ આપતું સ્મિત પણ સ્ફૂર્યું હશે. અને તેમજ—એ નાશના ઐશ્વર્યના ખ્યાલથી જ એક પાંપણનો પલકારો કર્યા વિના કે દુઃખના એક પણ નિઃશ્વાસથી મુખ કરમાવ્યા વિના એ પ્રસન્નમુખી મહામાયા ચિતા પર ચઢી હશે અને અનેકને ચઢવા આમંત્યાં હશે.

એ જાતનું અભિમાન આજે ગર્હ્ય અને તિરસ્કારપાત્ર ગણાય. ઋષિઓ અને આર્યપૂર્વજોએ એ જાતના અભિમાનને રુદ્ર સ્વરૂપમાં સંક્રાન્ત કર્યું. પ્રલયમાં પણ તાંડવ નૃત્ય કરે એ રુદ્રની શક્તિ અને માયા. એના અંશાવતાર માનવો એ નાશના વિધાતા જ બને છે, અને તોએ તેમનાં તેજ ઝાંખાં થતાં નથી.

વીંધતી એ માનિનીનું ચિત્ર એનો વિચાર કરીએ ત્યારે આંખો આગળ આવીને નથી ઉભું થતું ? એના ઝરુખાની જાળીમાંથી એની નાનકડી દેહલતાનો પ્રતાપ સંરક્ષવા સજ્જ થએલા વીરોની વીદાયને દૃગકુસુમાંથી વધાવતી પદ્મિનીનું લાવણ્ય હજીએ એવું ને એવું પ્રફુલ્લ હોય એમ લાગે છે. ૭ શતકો કરતાંએ વધારે સમય વહી ગયો. બીજાં અનેક શતકોનાં જલ એમને એમ વહી જશે. પણ **પદ્મિનીનાં** યશસ્તોત્રો ગવાયાં જ કરશે, અને એની ભક્તિમાં અમર થએલા બાદલ અને ગોરાનાં પરાક્રમથી દ્વિગુણિત ઉત્સાહિત થએલી ચિતોડની વીર રાજપૂતસેનાનાં પરાક્રમ પણ તેટલાં જ ચિરંજીવ રહેશે.

## ૩

# જોન ઑફ આર્ક

અજ્ઞાની છતાં જ્ઞાનીઓને ગુંચવનાર, આહીરપુત્રી છતાં દેશનાં સર્વોત્તમ પદને શોભાવનાર, અબળા છતાં બળવાનોનાં માન મુકાવનાર કુમારિકા જોનના નામે કયાં સંસ્કારી જનનાં હૃદય ભાવભીનાં નહીં થયાં હોય ! એની વિજયકથાથી હૈયાં ધબકી ઉઠે છે; એના જીવનના અંતની કરુણતાથી આંખમાં અશ્રુનાં પુર છલકાય છે. એની બાલક સમી સરલતા અંતરને વશ કરે છે. એનું મુત્સદ્દીઓને લજાવે એવું ડહાપણ પ્રશંસાની ખુમારી આણે છે. જોનનું જીવન એનું એકલીનું જ નથી પણ જગતનુંએ છે. એની નસેનસના ધબકારા આપણામાંએ ધ્રુજારી આણે છે.

ઘેટાંને ચારનારી એ વનબાલાએ સત્તર વર્ષની વયે ફ્રાંસના સેનાપતિનું મહાન પદ શોભાવ્યું. અને ઓગણીસમા વર્ષે માનવોની —એના દેશજનની—કૃતઘ્નતાને પરિણામે, અને સ્વાર્થના અંધાપાથી અંધ થએલા, એની મહત્તાને ન જોતા એના પ્રતિપક્ષીઓની નિર્દયતાને પરિણામે એ બાલાના કોમલ શરીરની આહૂતિ અગ્નિદેવને અપાઈ. પણ એનો અડગ આત્મા તો અડગ અને અવિચલ જ રહ્યો. આ જગતનાં અન્યાય અને બંધન જોન જેવા આત્માને બાંધવા કદીએ સમર્થ નથી જ નીવડતાં.

પણ જોન સ્વભાવે યુદ્ધપ્રિય ન હતી. શત્રુ કે મિત્રપક્ષનાં કોઈ ઘાયલ સૈનિકને જોતી તો એ નવધાર આંસુએ રડતી અને એની સુશ્રુષા કરતી. એ સૈનિકોનાં કુટુંબીઓનો વિચાર–કોઈ નિરાધાર માતા કે વાટ જોતી યુવતી અને સોહામણાં તોએ દયામણાં થએલાં બાલકોનો વિચાર–એને તરત જ આવતો. પણ એમાં એની નબળાઈ ન હતી. કઈ યુક્તિ કે કયું નીશાન શત્રુપક્ષમાં આબાદ લાગશે એનો વિચાર પણ એ એટલી જ ઝડપથી કરી શકતી. મંત્રીઓની સભામાં એના શબ્દોનો રણકાર અનેકની શંકાઓનું નિરસન કરવા બસ હતો. એના સૈનિકોમાં એનું ઉલ્લાસભર્યું બાલકસમું મુખડું દર્શનમાત્રથી હજારો જનમાં શ્રદ્ધા અને ઉત્સાહને પ્રેરવા સામર્થ્યવાન હતું. એના નામ માત્રથી જનોમાં આશા ઉભરાતી. એને જોવી એ એક મહત્ પુણ્ય મનાતું. એની સાથે વાત કરવી એ જીવનનો એક સુભગ અને સ્મરણીય પ્રસંગ ગણાતો. અને આ સર્વ એક નાનકડી સત્તર વર્ષની બાલાને માટે. ઇતિહાસમાં જોન જેવી બાલા તો એકલી જ છે અને એકલી જ રહેશે.

એના અમીર મિત્રોના કોલાહલમાં એનાં ઘેટાં ચારનાર સાથીઓ એનાથી કદીએ વીસરાયા ન હતા. અશ્વોના હણહણાટ વચ્ચેએ એનાં ઘેટાં એને નિરંતર યાદ આવતાં. એનું બાલ્યવયનું સાથી પરીઓનું વૃક્ષ એને સદાએ પાછાં ઘેર જવા ઉત્કંઠિત કરતું. વૈભવે એને કદીએ આકર્ષી ન હતી. પણ આ સર્વ પ્રિય વસ્તુઓમાં પ્રિયતમ એનો દેશ હતો. એને કાજે જ એ જીવી. છાની ઉત્કંઠાઓથી ઉત્કંઠિત થવાને સમયે આલ્હાદોની આહુતિ એણે દેશ કાજે જ આપી, અને દુશ્મનનેએ રડાવે એવા ભયાનક મૃત્યુએ મરી તે પણ એ દેશને જ માટે. એવી તો એક માત્ર જોન જ.

મૃત્યુ સામે છતાંએ એની સાવધતામાંથી એ ચળી ન હતી. યમદૂત સમા ન્યાયનો ડોળ કરનાર વિદ્વાન ગણાતા મુત્સદ્દીઓએ આ

બાલકીની બાલકબુદ્ધિને છેતરી નહોતા શક્યા. એના વિશ્વાસની અચલતા ડોલાવવી એ માનવસામર્થ્યની બહારની વાત હતી. એના ઉત્તરોની અદ્ભુતતાથી તો દુશ્મનોને આફ્રીન પોકારવું પડતું. પણ જોનને એ ન્યાયના પાખંડમાથી ત્યારે ન્યાય ન મળ્યો. આજ જોન! જગત તને વંદે છે, અને જગતની મહાન વિભૂતિઓમાં તારુ અનન્ય સ્થાન ક્યારનુંએ સ્વીકારે છે.

જગતે મહાન આત્માઓનો દ્રોહ કરવામાં કદીએ પાછુ વાળીને જોયુ નથી. એમને રંજાડવા એ તો જગતનો એક કાયદો લખાય છે. એનુ પ્રાયશ્ચિત એને ડગલે ડગલે કરવુ પડે છે, અને તોએ એ એના જુના ક્રમથી નિવૃત્ત થવાને જરાએ તત્પર નથી. મહાન આત્માઓનુ બાલદાન એ તો પરાપૂર્વની પ્રથા થઈ પડી છે. જોન હોમાઈ, પણ ફ્રાંસને સ્વતંત્ર કરીને. આજ તો એની યશકથાના જ સ્મરણ કરવા રહ્યા.

મહત્તાનું પ્રથમ લક્ષણ લોકહૃદયની નાડીનો ધબકારો પારખવો એટલુ જ નહીં પણ એને દિશા સુચવવી અને વેગ આપવો એ પણ છે. જનતાનું હૃદય પારખનાર એમના સમયમા ઉચે આવે છે પણ અમરતા નથી પામતા. જોને એવા માર્ગ દર્શાવ્યો. ફ્રાંસની નસેનસમાં પરતંત્રતાના જકડાએલાં બંધન તોડવાને લોકો આતુર હતા. પણ નિર્બલ રાજા અને વિલાસી કર્મચારીઓ એમને સ્વતંત્રતાના માર્ગે દોરવા કરતા અંતરાયરુપ વધારે થતા. લોકો ગુંગળાઈ ગયા હતા પણ માર્ગ નહોતો મળતો. સ્વાતંત્ર્યનો ધ્વજ ફરકાવવા જોન આવી અને જનોએ એને મુક્તિદાયક દેવી ગણી પૂજી. નિર્બલ રાજાની નિર્બલતા એણે ઉતારી, બેદીલ લશ્કરમાં એણે જોમ અને વ્યવસ્થા આપ્યા. વિલાસી અધિકારીઓના વિલાસ છોડાવ્યા. વર્ષોથી અંગ્રેજોની અધીનતાથી નિઃસત્વ થએલી પ્રજામાં એણે ચેતન આણ્યું; અને એ સર્વ આ અદ્ભુત છોકરીએ માત્ર થોડાક મહિનામાં કર્યું.

એના આત્માના ઓજ સદાએ અખંડ રહ્યાં છે. પણ જેવા

સૈનિકો વચ્ચે વસી તેની પવિત્રતાને એક નાનો દોષ પણ નથી સ્પર્શ્યો સત્તા અને વિલાસની મદિરાનો કેફ એ દેવીને ઉન્મત્ત બનાવવા અસમર્થ નીવડયો છે.

એ મધુરમાં મધુરતમ હતી. સૌન્દર્યનો એ અવતાર હતી. યુદ્ધનીતિમા એ પારગત હતી. શ્રદ્ધાળુઓની એ પૂજાપાત્ર હતી. મિત્રોમા એ અનુપમ હતી.

આદર દેવા યોગ્ય જનોનો એ આદર કરતી. રાજ્યકાર્યમાં નિપુણ જનોની નિપુણતાથી એ ન છેતરાતી. એ કપટ કરતી નહીં પણ કપટ કર્યું હોય તે એ જાણતી. એ દોરવા જ આવી હતી. એ આવી; ભરવાડણના ગ્રામ્યતા અને ગભરાટથી નહીં પણ વિધાતાની નિશ્ચલ સત્તાથી. એને ના પાડવી અથવા એના માર્ગની આડે આવવું એ શકય જ ન હતુ. એ મહાન ચક્રના સર્વ આરા બન્યાં. એની અડગ ઇચ્છાશક્તિથી ફ્રાંસ જીવ્યું. ઓરલીન્સની એ કુમારિકાને

એણે નયનને દોરે નરને નચાવ્યા નથી. એણે સત્તાના તોરે કોઈને ચઢાવ્યા કે પછાડયા નથી. સ્વર્ગમાથી ઉતરી આવેલી દેવી સમી એની પાંખોના પ્રકાશમા એણે જગત્ અજવાળ્યુ છે.

સ્ત્રીઓના કપાળે લખાએલુ પતિ કે પુત્રોથી ઓળખાવાનુ સદ્-ભાગ્ય (!) જોનને નથી મળ્યુ. વીરપત્ની કે વીરપુત્રી થતા એ બચી ગઈ છે. જોનની કીર્તિકથા તો માત્ર એનાજ કાર્યોમાથી જન્મી છે.

એના નિર્મળ આત્મામા દ્વેષ શત્રુપ્રત્યેએ નથી વસ્યો. લોખંડની બેડીઓ અને અગ્નિજ્વાળાની આંચ એના આત્માને ડરાવી નથી શકી.

જોન ભારતનાં સ્ત્રીરત્નોની હારમાળામા નથી પ્રકાશતી છતા ભારતના ઓછા આદરને પાત્ર નથી. જોન જેવા આત્માઓ એક દેશના કે એક કાળના નથી હોતા, પણ સર્વ સમયમા પ્રેરણાના ઝરણુ એમનામાથી વહ્યા જ કરે છે. ભારતની સન્નારીઓ એ પ્રેરણા પીને કેટલી કૃતાર્થ થશે ?

૪

## મીસીસ મારગોટ એસ્કવીથ

અંગ્રેજી સામ્રાજ્યમાં આપણા કેળવાએલા વર્ગમાં મી. એસ્કવીથને ન જાણે એવો કોઈ નીકળે ખરાં? સ્વ. ગ્લેડસ્ટનના શિષ્ય તરીકે પાર્લમેંટમાં એમની કારકીર્દી શરુ થઈ. સર કેમ્પબેલ બેનરમેનના વખતમાં એ કોષમંત્રી હતા. મી. લોઈડ જ્યોર્જ પ્રધાનપદે આવ્યા પહેલાં દસ વર્ષ સુધી અંગ્રેજી સામ્રાજ્યના મુખ્ય પ્રધાનને પદે એ ઉપરાઉપરી ત્રણ વરણીમાં સફલ થયા. એ ઘણા જ બુદ્ધિશાળી, રાજ્યનીતિનિપુણ અને સૌથી વિશેષ વગવસીલાવાળા પુરુષે હાલના લીબરલપક્ષના નેતા અને ગયા યુગના અંગ્રેજી મુત્સદ્દીપણાના પ્રતિનિધિ તરીકે જાહેર જીવનને શોભાવ્યું છે. મી. એસ્કવીથની પત્ની તરીકે મીસીસ મારગોટ એસ્કવીથનું સ્થાન પણ અદ્વિતીય ગણાય; અને તેથી જ એણે લખેલી આત્મકથાના પુસ્તકે ઇંગ્લંડના શિષ્ટવર્ગમાં ખળભળાટ મચાવી મુકયો છે. એ પુસ્તકને વિવેકબુદ્ધિવીહોણું લખાએલું કેટલાક માને છે. ખાનગી વાતો અને પત્રોનો દુરુપયોગ કરવાનો એમના ઉપર આરોપ છે. વેર વાળવાનો એનો ઉદ્દેશ હોય એવું પણ કેટલાક કહે છે, અને એવા એવા તો ઘણાએક આરોપો એમના ઉપર છે. આવા આરોપોની વિગતવાર તપાસમાં ઉતરવું નકામું છે,

પણ આપણી દષ્ટિએ એ પુસ્તકો અને એમના રચનારની શી કીંમત હોઈ શકે એટલો જ વિચાર કરીશું.

આજથી પચાંસ વર્ષ પહેલાં ઇંગ્લંડમાં નવા સ્ત્રીત્વની ભાવનાના અંકુરો કેટલેક સ્થળે ફુટયા હતા, પણ તેમણે આજના જેવુ ચોક્કસ સ્વરુપ તે વખતે ધારણ કર્યુ નહોતુ. સમાજશોભા તરીકે સ્ત્રીઓ બહાર આવતી અને પ્રકાશતી, પણ તે કરતા વિશેષ સ્ત્રીઓના વ્યક્તિત્વને ખાસ આવકાર નહોતો મળ્યો, અને તેથી જ મીસીસ એસ્કવીથનુ વ્યક્તિત્વ શરુઆતથી જ અસરકારક લાગે છે.

મીસીસ એસ્કવીથ બાલવયથી જ ' daring ' ' dashing ' લાગે છે. એના બાલવયનાં તોફાનોમાં તે વખતે ઇંગ્લંડમા ઉગતા નવા સ્ત્રીત્વનાં દર્શન થાય છે. એનુ તે સમયનું કૌટુંબિક જીવન બહુ સરસ નહીં કહી શકાય. ધંધાએ લક્ષ્મીવાન કરેલા એના પિતામા બધી વસ્તુઓની ગણત્રી કરવાની ટેવ હતી; અને કદાચ પોતાની પુત્રીઓમાં, અને પુત્રીઓ માટે પણ, એણે ગણત્રી કરી હોય તો ના નહીં કહેવાય. મારગોટની માતા મીસીસ ટૈનન્ટમાં એક જાતની સ્વાર્થપરાયણતા અને મોટા દેખાવાની હોસ હતી. મીસીસ એસ્કવીથમા પણ આ બંનેના ગુણો કેટલેક અંશે ઉતર્યા છે. એ ગણત્રીબાજ અને પહોચેલી છે, સ્વાર્થપરાયણ અને મોટાઈના શોખવાળી છે, પણ એના કેટલાએક સરસ ગુણોએ આ સર્વને ઓપ આપ્યો છે અને દેખાય છે તે પણ આછી નાખે એવી રીતે.

મીસીસ એસ્કવીથમાં સાહસિકતા ને જુસ્સો ઘણો છે. એનાં સાહસિક અશ્વારોહણો જુઓ કે મધ્યરાત્રિની મુલાકાતો જુઓ; આ સર્વમા એક પ્રકારનો બંડખોર સ્વભાવ દેખાઈ આવે છે. એની વાત કરવાની રીત તોફાની છતાં આકર્ષક છે. એનો વિનોદ પણ તરત ખુટી જતો નથી. એની સફલતાનુ એક કારણ એનો વિનોદ છે.

અગત દ્વા ન હોય ત્યા મનુષ્યોના ગુણદોષ એની બુદ્ધિ મચોટ રીતે પારખે છે અને યોગ્ય ભાષામા સૂક્ષ્મ રીતે એનુ વર્ણન એ આપી શકે છે એના મિત્રોના ચારિત્ર્યનિરૂપણ કરવામા એની બુદ્ધિની તીવ્રતા દેખાઈ આવે છે એની ભાષા મર્મગ્રાહી અને સીધી –આમાના અતરમા તરત ઉતરે એવી છે એની શૈલી સૂચક છે પણ ભારે ( heavy ) નથી એના લખાણમા સાહિત્ય રની પ્રેરકતા પણ કેટલેક અશે ભળે છે વાત કરવાની રીત તો એની પોતાની છે. એના Epigram ( સક્ષિપ્ત નર્મવાક્યો ) રજન કરે એવા ચાતુર્યથી ભરપુર હોય છે એના ટુચકાઓમા એ ઘણો રમ પૂરી શકે છે, અને આ સર્વના સમેલનથી એના પુસ્તકો લોકપ્રિય નહીં થયા હોય તોએ આતુરતાપૂર્વક વચાયા તા છે જ

શરૂઆતથી જ એનામા સર્વોપરી રહેવાની આકાક્ષા થોડે કે ઘણે અશે દેખાઈ આવે છે બધા કરે તેનાથી કૈં જુદુ કરવુ એ ઇચ્છા એને નિરતર રહ્યા કરે છે વય વધતુ ગયુ તેમ એ ઇચ્છાએ દેખાઈ આવે અને કદાચ બીજાને આઘાત કરે એવુ સ્વરુપ પકડયુ હોય તો નવાઈ નહીં, અને એ ઇચ્છાની આડે આવનાર તરફના એના રોષની ઉગ્રતા એની શૈલીની મોહકતાથી ઢકાઈ જતી નથી એની પ્રસન્નતાની માફક એનો દ્વેષ પણ ઘણો ઉડો અને સહેલાઈથી ન છુતાય એવો હોય છે

એના ગુણ અને દોષોના સયોગથી એ ઇંગ્લડના સ્ત્રીવર્ગમા પણ કૈંક અનોખી પડી આવે છે એસ્કવીથના પ્રધાનપદની સફળતા મોટે ભાગે આ સ્ત્રીના ચાતુર્ય અને માણસોનો ઉપયોગ કરવાની આવડતને આભારી છે એની પડતીનુ કારણ પણ કેટલે અશે એ હશે કે કેમ એ એક ઘણો ચર્ચાએલો પણ વિવાદગ્રસ્ત પ્રશ્ન છે એનામા એક જાતની કૃત્રિમતા દેખાઈ આવ્યા વગર રહેતી નથી એનુ દરેક કાર્ય સ્વાભાવિકતા કરતા ઉદ્દેશપૂર્વક કરાએલુ વધારે લાગે છે, પણ એના

જેવી સ્ત્રીના સયોગોનો વિચાર કરીએ છીએ ત્યારે આ ગુણો કઈ આશ્ચર્ય નથી લાગતુ.

પણ આ બધુ છતા એસ્કવીથને માટે અને એના કુટુબ માટે એના સ્નેહ અને મમતા ઘણા જ દેખાય છે વાઘણની ચપળતાથી એ સર્વને સભાળે અને સાચવે છે અને દુશ્મનો પ્રતિ કરડી આખે જુએ છે દુશ્મનો આગળ એનુ કંઈ ન ચાલે ત્યારે એના રોષ અને ધમ-ધમાટ અસહ્ય થાય છે એને અને એના કુટુબને સર્વોપરી સ્થાને રાખનાર માટે એ કંઈ પણ કરવા તૈઆર હોય છે, પણ એ સર્વોપરી-પણામા કોઈએ શકા ઉઠાવી તો તે જ ક્ષણે એની સામુ જોવાની દરકાર પણ એ નહીં કરે.

એના સ્વભાવને જાણ્યા પછી એની જીવનકથાના બીજા ભાગમા દેખાઈ આવતો લોઈડ જ્યોર્જ તરફનો એનો દ્વેષ તદ્દન સ્વાભાવિક લાગે છે. અપુત્ર વિધવા રજપુતાણી નવા ભાયાતમાથી આવેલા રાજા તરફ જેવો ભાવ રાખે તે જાતનો ભાવ તેમા કંઈક દેખાય છે.

પણ છતાએ અગ્રેજીમા જેને 'awfully clever' કહીએ તેવી એ ઘણી જ હોશીઆર છે સામાના અતર વીંધી ઉડુ એ જોઈ શકે છે. પ્રસગો અને માણસોનો ઉપયોગ કરતા પણ એને સરસ આવડે છે.

એ મૃદુ દેખાવાનો પ્રયત્ન કરે છે, પણ તેમા એ સ્વાભાવિક નથી લાગતી. ઘણી વાર એના કટાક્ષો તરવાર કરતાએ વધારે ધાર-દાર હોય છે. આ જાતની સ્ત્રીઓ પત્ની કરતા મિત્ર વધારે સારી રીતે થઈ શકે છે

એને સત્તા અને શોભા બનેનો શોખ છે કલાવાન થવા કરતા કલાવિશારદ કહેવરાવવામા એ વધારે માને છે. આ જાતની માનવતા ઉચ્ચપદે હોય ત્યારે જ શોભે છે.

આવી સ્ત્રીની ખરી મિત્રતા મળે તો તે મદદગાર અને સાથી થઈ રહે છે અને વિકટ પ્રસંગોમાં એની સાહસિકતા અને આગળ ખેંચવાની શકિત બચાવે છે. દુશ્મન થાય તો તો એનો વિચાર કરતાં ધ્રાસ્કો પડે છે. એનાં સ્નેહ અને દ્વૈષ બંને શક્તિશાળી હોય છે.

મારા એક મિત્રે ઈંગ્લંડની નવી સ્ત્રીત્વની ભાવનાને પરિણામે થએલી બે સ્ત્રીઓનો—એક મીસીસ પેંકહર્સ્ટ અને બીજી મીસીસ એસ્કવીથ બંનેનાં—નામનિર્દેશ કરી મને પુછ્યું: ' પ્રગતિની ભાવનાના આ બંને પ્રકાર છે; તમે કોને પસંદ કરશો ?"

આ પ્રશ્નનો જવાબ ઘણી રીતે આપી શકાય. સમાજમાં સ્ત્રી અને પુરુષનાં કાર્યો અને વ્યકિતત્વને માપવાનાં માપ કોણ જાણે કેમ જુદાં હોય છે અને રહે છે. આદર્શની પાછળ પુરુષ ઘરમાં રહીને પોતાની જાતને સમર્પણ કરે તેના કરતાં બહાર જઈને કરે ત્યારે એની કીંમત વધારે અંકાય. સ્ત્રી માટેનું ધોરણ એથી ઉંધું છે. બહાર જઈને કાર્ય કરનાર સ્ત્રીમાં તપશ્ચર્યા વધારે હોય, એના આદર્શ માટે તીવ્રતા પણ વધારે હોય, તોએ એ બહુ થોડા જ મનુષ્યોને આકર્ષી શકે છે. ઘરમાં રહી પોતાની શક્તિનો ઉપયોગ કરનાર સ્ત્રી —એનામાં કૈં આદર્શ હોય કે નહીં હોય તોપણ—પ્રશંસાને પાત્ર થાય છે અને ધ્યાન ખેંચે છે. સ્ત્રીઓના ગૌરવ સાથે ઘરનો ખ્યાલ પણ સદા જોડાએલો હોય છે. ઘર વિનાની સ્ત્રીમાં એ ગૌરવનો અભાવ કલ્પવો—જાણી જોઈને નહીં કે અન્યાય કરવાને ખાતર પણ નહીં—એ સમાજના મોટા ભાગની મનોદશા છે.

મીસીસ એસ્કવીથ હોંશીઆર અને આંજી નાંખે તેવી છે. મીસીસ પેંકહર્સ્ટ–એના કાર્ય પરથી અનુમાન કરીએ તો–ઝનુની છતાં એના આદર્શ પાછળ સર્વસ્વ અર્પનારી છે. એ બંને આપણા સમયમાં એટલાં પાસે છે કે જગતને કોની વધારે જરૂર છે તેનો નિર્ણય અત્યારે ન થઈ શકે.

મીસીસ એસ્કવીથ માટે થોડાં વાક્યોમાં આમ કહી શકાય: પત્ની તરીકે એના પતિનાં કાર્યોમાં એણે એકતા સાધી હતી. માતા તરીકે પોતાનાં એ જ ઉત્તમ બાળકો એમ માનનારી મગરુર માતા હતી. વૈવિધ્યથી ભરપુર અને ઉત્સાહ આણે તેવી તે મિત્ર હતી. તે સંસ્કારી હતી પણ કોઈક સ્થળે કડવાશ અને અભિમાનથી એની સંસ્કારિકતામાં વિકૃતિ થઈ લાગે છે. મિત્રો કરવાની કળા એણે સરસ સાધી હતી. પ્રસંગને શોભાવે તેવી આવડત અને વ્યવહારકુશળતા બંનેનો એનામાં મેળ હતો. એનાં સાહસ અને નીડરતા એના વ્યક્તિત્વમાં સુંદર રંગ પુરક નીવડયાં.

એને વાંચ્યા પછી મનમાં એમ થાય છે કે આવી સ્ત્રીઓના અવતારથી જગત ઉદ્ધરશે ?

## ૫

# જી જી મા

કંઈ લાખો વર્ષો પૂર્વે સૂર્યમાંથી છુટો પડેલો કકડો તે ચંદ્ર. મૂળ તે ઉગ્ર ને તેજસ્વી, પણ પછીથી સુધાવર્ષતો તે શીતળ અને આહ્લાદક. તે આકરાં તેજ ઝીલે રવિનાં, તેને હૃદયમાં સમાવી પૃથ્વી પર મોકલે માત્ર પોતાની શાંતિવર્ષતી ચંદ્રિકા. જીજીમા એટલે આવા એક ચંદ્રનાં અમીવર્ષણ. એમણે મુનશીઓની ઉગ્રતા પોતાનામાં ઝીલી; કુટુંબમાં પ્રસારી તે માત્ર તેને પોષે એવી મીઠાશ.

નવી સંસ્કૃતિનાં પુર એ જન્મ્યાં ત્યારે નહોતાં આવ્યાં. એ સંસારમાં પડયાં ત્યારે જુની સંસ્કૃતિનાં જોર ગુજરાત પરથી ઘટયાં નહોતાં. એમનો યુવાવસ્થાનો કાળ એટલે અજ્ઞાન અને વહેમથી પોષાતી પ્રજાનો કાળ. જુની સંસ્કારિતા પણ તે સમયે તો ભાગ્યે જ કોઈ કોઈ સ્થળે દર્શન દેતી. જીવનમાં સ્વતંત્રતા નહોતી, કળા નહોતી, આનંદ નહોતો. હતાં માત્ર રુઢિનાં બંધન કે નાનકડી ન્યાતની તકરારો. ન્યાતમાં લાડુ જમાડવા સિવાય બીજી કોઈ પ્રકારની ઉદારતા પણ ભાગ્યે જ દેખાતી.

એ વખતની આ દશાનો વિચાર કરીએ ત્યારે તો જીજીમાનાં જીવન અને કળા-પ્રેમને એક અકસ્માત જ કહેવાનુ મન થાય છે આંબો જેમ જમીનમાંથી મીઠાશ જ ગ્રહે તેમ એમણે જુની સંસ્કૃતિ

સારાં તત્ત્વો જ પોતાના કર્યાં છે. એમના વખતના ઉંડા રોગ–ધર્મ ઘેલછાએ એમને કદી સ્પર્શ જ કર્યો નથી, અને વહેમથી વીંટળાએલા એ જમાનામાંથી એક પણ વહેમે એમના હૃદય પર સામ્રાજ્ય મેળવ્યું નથી.

એમની આખી જીંદગીમાં એમણે કુટુંબભાવનાનો આદર્શ સેવ્યો છે. બાળક જન્મે ત્યારથી પિતા તરફ માન અને ભક્તિ રાખતાં શીખે; માતાનાં પ્રેમ અને ધાકથી તે સુશીલ બને; ભાંડુઓનાં વહાલ અને ભાવના બંધનથી બધાય, આ બધાં સૂત્રો પર એમણે ગૃહજીવન રચ્યું છે. આર્યતા અને નવીનતાનું એક એવું મિશ્રણ એમણે કુટુંબમાં કર્યું છે કે જેથી ઉચ્છૃંખલતા આવ્યા વિના નિડરતાનું વાતાવરણ બધે પ્રસર્યું છે. બધાંને મન જીજીમા એટલે જેની ધાકે ધ્રુજવુ પડે એવાં વડીલ નહીં પણ જેના વહાલ ને સુજનતા સર્વને વગર તંતુએ બાંધી રાખે એવાં–શું?– એવાં માત્ર જીજીમા જ. એમને માટે તો જીજીમા એ શબ્દ જ માત્ર યથાર્થ છે.

એ દરેકના વિચારો ને આકાંક્ષાઓ સહાનુભુતિથી સમજે છે ને તેથી કુટુંબમાં બાળકથી માંડીને મોટાં સુધી સૌ એમની પાસે પોતાની મુશ્કેલીઓ રજુ કરી સહાનુભુતિ યાચવા આવે છે. બાળકોનાં રમકડા ખોવાઈ જાય કે કનુભાઈ બહારના કોઈ સાથે ખીજવાઈને આવે; એ બધી વખતે દરેકના દુઃખમાં સૌની સપાટી પર ઉભાં રહી સૌનું હાર્દ સમજવા એ પ્રયત્ન કરે છે અને ઘણે અંશે સૌને સાંત્વન આપી શકે છે. નવા વિચારોને ભડકયા વિના ઘણી સહેલાઈથી એ પચાવી શકે છે અને નવી સૃષ્ટિના વિકાસમાં હજુએ એ ઘણો રસ લઈ શકે છે. હાલના આગળ પડતા વિચારો એમને મન કંઈ નવા નથી. ઘણી બાબતમાં તો એ પોતે જ એવા આગળ પડતા વિચારોને સમર્થન આપનારાં છે અને એમાં એમના અનુભવજ્ઞાનનું મિશ્રણ એવું સરસ હોય છે કે જે પ્રશ્નોના તોડ નવામાથી સહેલાઈથી જડતા નથી તેના ઉકેલ આપોઆપ એમાંથી નીકળી આવે છે.

આટલે વર્ષે હજુ જીજીમા જીંદગીમાં રસ રાખી રહ્યાં છે. એમને કર્મ કરવાનો કદી કંટાળો આવતો નથી. એમને જીંદગી જાણે બોજારૂપ હોય એવું કદી લાગતુ નથી, અને એમની વિનોદવૃત્તિ એવીને એવી જ સતેજ છે. એક મારી વાત કે મારો કટાક્ષ એમને ગમે છે બધામા મીઠાશ અને શાંતિ જાળવવાની કળા એમને આવડે છે. સુંદર કાર્યો ને સુંદર કળા જોઈ એ સદા આનંદ પામે છે ને ઉત્તેજે છે.

જીજીમાંને વાતો કહેવાની કળા સરસ આવડે છે અને એમની વાતોમાં બાળકોની કલ્પનાને ઉત્તેજે એવાં બધાં તત્ત્વો હોય છે. આનાથી કુટુંબમાં વાર્તાઓ કહેવાનો અને સાંભળવાનો ખુબ શોખ વધ્યો છે. પણ એમના આ ગુણનો પૂર્ણ વિકાસ તો કનુભાઈમાં જ થયો છે. એમના કળાપ્રેમે સૌ. જડીબહેન ચિત્રકાર થયાં, એમના વાર્તાના રસે કનુભાઈમા કલ્પનાનાં તત્ત્વો પોષ્યાં. આવા નાના મોટા બીજા ઘણા ફાલ આવ્યા છે, પણ આ બે ગુજરાતમાં સર્વોપરી વાર્તાકાર અને સ્ત્રીઓમાં પ્રથમ પંક્તિનાં ચિત્રકાર એનાં મુખ્ય ફળો છે. બાળકો જીજીમા પાછળ ઘેલાં બને છે તે તેમની આ કળાને લીધે. બીજાંઓની વાતોને એ રસપૂર્વક સાંભળી શકે છે તે પણ તેમની આ કળાને લીધે જ, ને હજુએ નાનાઓના જેટલા જ રસથી એમને વાર્તાઓ વાંચવાનો શોખ છે.

જીજીમામાં કાવ્યમયતા પણ છે. એ જો સો દોઢસો વર્ષ પહેલાં જન્મ્યાં હોત તો બૃહત્ કાવ્યદોહનમાં અમર થઈ જાત અને એમનાં કાવ્યોને પુરીબાઈ ને દીવાળીબાઈનાં કાવ્યોને મળે છે તેથી ઘણું ઉંચું સ્થાન મળત. એમનાં કાવ્યોમાં મુખ્યત્વે વૈરાગ્ય અને ભક્તિ છે અને મન અને બ્રહ્મને અનુલક્ષીને એ બધાં રચાએલાં છે; અને કલ્પનાનાં કેટલાંક સુંદર તત્ત્વો પણ એમાં છે.

જીજીમામાં સૌજન્ય અને સદ્‌ભાવ છે તેટલાં જ પાકાઈ અને દૂરદર્શિતા પણ છે. એમને છેતરવાં એ અશક્ય નહીં તો અઘરી વાત

તો છે જ. વ્યવહારબુદ્ધિનું પ્રાધાન્ય એમનામાં ઘણું વધારે છે. એમને કવિતા કરવા કરતાં આંકડા ગણવામાં ઘણો વધારે આનંદ



આવે છે. દરેક વસ્તુમાં એ અતિ ઘણી ચોકસાઈ રાખે છે, અને રખાવે છે. એમની નજર બહાર કૈં પણ વસ્તુ ભાગ્યેજ રહે છે.

એમને કર્મ કરવાનો કદી કંટાળો નથી છતાં એમનો કર્મયોગ શુષ્ક નથી. એમાં ફરજની સખ્તાઈ નથી દેખાતી પણ કાર્ય કરવાનો આનંદ દેખાય છે. ઝીણવટ અને કાર્યકુશળતા એમનામાં છે ને બીજામાં હોય તો એમને ગમે છે. કરકસર અને માદાઈના પાઠ એ બધાંને શીખવાડે છે.

જે જમાનામાં એ જન્મ્યાં તેની ને આજની વચ્ચે ત્રણ પેઢીઓ વહી ગઈ છે; પણ દરેક પેઢીની પ્રગતિની શરતમાં સાથે રહેવામાં એ પાછાં નથી પડયાં. એમના જમાનામાં એ આગળ પડતાં હશે-હતાં. તે પછીના જમાનાની એ સાથમાં હતાં. આજના જમાનાની પ્રગતિને એ ભાવપૂર્વક નીરખે છે અને કુટુંબમાં એમણે પ્રસારેલા સંસ્કારને પ્રતાપે પ્રગતિ કરતાંએ દોડાદોડ કે ધમાલ કરવું હોય એવું કોઈ દેખાતું નથી.

ધૈર્યથી દુઃખના કાંટા ઉખેડવાનો મંત્ર તેમણે સાધ્યો. સંસ્કાર, શાંતિ ને પ્રેમ તેમણે કુટુંબમાં વાવ્યાં અને વધાર્યાં અને સ્વાશ્રયથી ને હીંમત હાર્યા વિના જીંદગીનું નાવ વગર અથડાયે કીનારે આણ્યું.

અત્યારે એમના જીવનની સંધ્યા છે; સુરમ્ય અને શાંતિભરી. ને તેના વિવિધ રંગી તેજથી હજીએ એ સૌના જીવન પર આછો સુંદર પ્રકાશ પાડે છે. સૌની મુશ્કેલીઓ એ યથાશક્તિ ફેડે છે ને બને તેટલો કર્મયોગ આદરી સૌને એ મદદરુપ થવા પ્રયત્ન કરે છે. જીજીમા નહીં હશે ત્યારે એમનું સ્થાન તો સદા અણપુરાયું જ રહેશે.

જીજીમા એટલે સફળ જીવનની મૂર્તિ એમ કોણ નહીં કહે !

# ગાંધીજીનું સાહિત્યમાં સ્થાન



[ ૧ ]

કોઈકે કહ્યું કે ગાંધીજીનું સાહિત્યમાં સ્થાન કયાં એ વીશે એક ભાષણ છે. મે કહ્યું, "શા માટે એકલા સાહિત્યમાં જ ગાંધીજીનું સ્થાન! એમની સર્વવ્યાપકતા જોતાં તો એમનું સ્થાન માત્ર એક બે નહીં પણ ઘણી વસ્તુઓમાં નિશ્ચિત કરવાનું છે. સાહિત્ય તો એ ઘણી વસ્તુઓમાંનું એક છે અને તે મુખ્ય નથી પણ આકસ્મિક છે."

ખરેખર, ગાંધીજીનું સ્થાન શામાં છે તે નક્કી કરવા કરતાં શામાં નથી તે શોધવું અઘરૂં છે. તેઓ શું શું છે તેનું એક સુચિપત્ર જ તૈયાર કરીએ તોએ એકાદ પાનું તો ભરાય. તેઓ એક મહાન સંત પુરૂષ છે; સત્યાગ્રહના ઉપદેશક અને પ્રચારક છે. દેશનું ભવિષ્ય એમના એક વચનને ત્રાજવે તોળાય એવા એ રાજ્યદ્વારી કે રાજ્યનીતિજ્ઞ (બેમાંથી : જે શબ્દ સૌને ગમે તે) છે. તેઓ

હિંસક અને અહિંસક બન્ને છે. તેઓ ઘણા મોટા સિદ્ધાંતો બાંધે છે તેમજ તેથીએ મોટા તોડે છે પણ ખરા.

આ ઉપરાંત તેઓ આજ્ઞાપાલક પુત્ર અને પત્ની અને પુત્રો, શિષ્યો પાસે સખ્ખત આજ્ઞાધારકતા માગે એવા પતિ, પિતા અને ગુરુ છે. એમના પ્રયોગની કસોટીએ એ ગમે તેને ચડાવતાં અચકાતા નથી અને ડાકટરીથી માંડીને રાંધણકલા સુધીની સર્વ વાતમાં એ નિષ્ણાત મનાય છે. એ એક જબરા જાદુગાર પણ છે અને આશ્રમવાસીઓના આહાર, નિદ્રા વી. થી માંડીને રેંટીઓ કાંતવા સુધીના સર્વ નિયમો એ પોતે ઘડે છે અને તે સહૃદય નિર્દયતાથી પળાવે છે. કેળવણી વીશે પણ એમના પોતાના ખાસ અભ્યાસ અને અનુભવપૂર્વક બાંધેલા વિચારો છે, અને ગીતા, કુરાન, બાયબલ આદિ સર્વ ધર્મશાસ્ત્રોના તે અભ્યાસી છે. એમને ૩ ક્રાંતિઓ અને

રત્નો જ વાંચતાં ને વાગોળતાં. સાધારણ લોકો તો માત્ર સાધારણ કથાઓ કે ડીટેકટીવ નવલો વાંચતાં.

એટલું પણ ખરૂ કે તે વખતના સાહિત્યમાં અત્યાર જેટલી વિવિધતા નહોતી. ગંભીર નિબંધો, મોટે ભાગે કાવ્યો અને છૂટાછવાયાં નવલો કે ક્વચિત દેખા દેતાં નાટકો શિવાય એ વખતનુ સાહિત્ય બીજા વિષયોમાં બહુ માથું મારતું નથી. તે વખતે સાહિત્યમા આજના જેટલી મર્દાનગી નહોતી; વિવિધતા નહોતી; રસ પણ નહોતો. જ્યારથી ગાંધીજીએ નવજીવનદ્વારા ગુજરાતીમા લખવા માડ્યુ ત્યારથી ગાંધીજી તરફ આખી જનતાનું ધ્યાન ખેંચાએલુ હોવાથી એમનાં લખાણો પણ લોકોમાં વધારે આદર પામ્યાં. ગાંધીજીનો ઉદ્દેશ સાક્ષરોને રીઝવવાનો કોઈ દિવસ હતો જ નહીં, પણ એમણે અમદાવાદની સાહિત્ય પરિષદ વખતે કહ્યુ હતુ તેમ કોસ હાંકનાર ખેડુત પણ સમજી શકે એવું સાહિત્ય સર્જવવાનો એમને કોડ હતો. તેથી સાદામાં સાદી ભાષા અને ઘરગથ્થુ પ્રયોગો એમની ભાષામાં સ્થાન પામ્યાં. એ બધાંની પાછળ વિચાર અને લાગણીઓનું જોર હોવાથી અને ખાસ કરીને સરકાર સામેની લડતની તીવ્રવેગી પરિસ્થિતિ તેમાં ભળવાથી એક પ્રકારના નિર્ભયતા, બળ, શક્તિ એ સૌનાં એમાં દર્શન થાય છે.

અને તેને લીધે એક ફાયદો થયો. સાહિત્ય, જેના અત્યાર સુધી થોડાક સાક્ષરો જ હકદાર ગણાતા તેની કૃત્રિમ મર્યાદા તૂટી ગઈ અને જનસમાજનો ઘણો મોટો વર્ગ સાહિત્યમાં રસ લેતો થયો. જો કે તેના ફાયદા અને ગેરફાયદા બંને થયા છે. ધગશ જેવા કર્ણકટુ શબ્દ-પ્રયોગનો વારસો ગાંધીજીનો છે. સાહિત્યમા democracyને નામે કોમ હાંકતાં ખેડુતો વાંચે તેને બદલે પાનવાળાની દુકાને બીડીઓ વાળતાં વંચાય એવું સાહિત્ય આજે જે ઢગલાબંધ લખાય છે ને વંચાય છે તેમાં પણ આડકતરી રીતે આ જ અસરને વિકૃત સ્વરૂપમાં જોઈ શકાય એમ છે. પણ એની સારી બાજુએ છે.

ભાષાનું અભિમાન ગાંધીજી પછી વધારે વધ્યું છે. લોકકથાઓના સાહિત્યનું સંશોધન પણ તે પછી જ થવા માડયુ છે. (જો કે એમાંએ 'કુવડની ફજેતી' જેવા હાસ્યાસ્પદ અને વિવેક વગરનાં કાવ્યોનો સંગ્રહ જોવામા આવે છે). પણ એમાનો કેટલોક સગ્રહ સુંદર અને ઉપયોગી છે એમ આપણે કબુલ કરવુ પડશે.

ગાંધીજીની અસર શુદ્ધ સાહિત્ય કરતા જર્નાલીઝમ પર અને ચળવળના સાહિત્ય તરફ વધારે છે. પ્રવાસવર્ણનો પણ તે પછી વધારે લખાય છે. વિચારોને સહેલી ભાષામાં વેગભરી રીતે સરળતાથી રજુ કરવાનુ માન પણ ગાંધીજીની અસરને જ આભારી છે.

પણ સાહિત્ય એ ગાંધીજીનું જીવનકાર્ય નથી પણ એમના રાજકિય જીવનને અંગે આવી પડેલું કાર્ય છે. પણ અદ્દભુત વ્યક્તિત્વવાળા માણસોના સીધાં કે આડકતરાં બધાં જ કાર્યોમાં એમના વ્યક્તિત્વની અસર પડ્યા વિના રહેતી નથી, તેમ આમાં પણ થયું અને જેમજેમ એમને વાણીનું સાધન વધારે ને વધારે અસરકારક કરવાની જરૂર પડી તેમ તેમ તેમાં વધારે ને વધારે વેગ આવ્યો.

પણ એક વાત અત્રે નોધવી જોઈએ. ગાંધીજીના જેલમાં ગયા પહેલાના સુંદરમા સુંદર લખાણો મુળ યંગ ઇન્ડીઆ માટે અંગ્રેજીમાં લખાયાં હતાં અને એને એવાંજ સુંદર ગુજરાતીમાં મુકવામાં સ્વામી આનંદનો હીસ્સો જેવો તેવો નથી. ગાંધીજી ગુજરાતી કરતાં અંગ્રેજી વધારે સરસ લખી શકે છે અને ટુંકાં ટુંકાં સુત્રાત્મક વાક્યોથી એ ઘણું કહી શકે છે.

ગાંધી–શૈલીના મુખ્ય વારસો અથવા એને વિકસાવનારાઓ તો હાલ આપણે ચાર જણ ગણી શકીએ: કાકા કાલેલકર, અધ્યાપક રામનારાયણ, રા. મહાદેવભાઈ અને કિશોરીલાલ મશરૂવાળા. આ ઉપરાંત જુગતરામ દવે, રસીકલાલ પરીખ, નરહરી પરીખ એમ ઘણાં નામો ઉમેરી શકાય તેમ છે.



૭

## શ્રી. આનંદશંકરભાઈ

આ સુવર્ણમહોત્સવીયા–આ પીળા જમાનામા નમ્ર અને નાનુ નામ ધરતો એ રજતોત્સવનો શુભ્ર રંગ ખાસ આકર્ષક અને શુચિ સ્વરૂપનો લાગે છે.

આજથી ચાર પાચ વર્ષ પૂર્વે આ રજતોત્સવના અધિકારી મહાજનનુ રેખાચિત્ર આલેખતા મે લખ્યુ હતુ :

" હિમમુકુટથી આચ્છાદિત શિખરોવાળા પર્વતરાજ હિમાલયને વાચા હોય તો જગતનુ એકાદ બાળક એને પ્રશ્ન પૂછવા જાય કે પર્વતરાજ ! તમારાં શિખરોમા દિનપ્રતિદિન હિમનાં પડ તો ચઢતાં જ જાય છે અને હિમ ઓગળીને સરિતાઓ પણ વહ્યાં જ કરે છે, ત્યારે આ હિમનો સ્વભાવ શો ? ઓગળે તો વધે કેમ અને વધે છે છતાં ઓગળે તો છે જ. બાળક પર પણ ગંભીરતાનાં પડ એટલા ચઢેલાં હોય છે કે પ્રશ્નમા રહેલી બાલિશતા એ ન સમજે અને વૃદ્ધ અને તપસ્વી પર્વતરાજ પણ ગંભીરતાથી ડોકી હલાવીને કહે કે, બન્ને સત્ય છે. હિમમય થવુ અને ઓગળવુ–' એ બંને સ્વભાવ સત્ય છે.' એ બાળકની સાથે હિમના પડો કેમ બંધાય છે એ ચર્ચામાં ઉતરવાનો કા તો પર્વતરાજને અવકાશ નથી હોતો અથવા એ સમજવા જેટલી બાળકની શક્તિઓનો વિકાસ એમને એનામા નથી લાગતો. બાલક બીચારું પર્વતરાજની અસ્પષ્ટતાની અથવા દુધ અને દહીંમાં પગ રાખવા જેવી નીતિની ફરીઆદ કરતુ ચાલ્યું જાય છે. પર્વતરાજ બાલકની બાલિશતા ઉપર મંદ સ્મિત કરી વીરમે છે. આવું જ કૈં આનંદશંકરભાઈ અને જનતાનું છે."

હજુએ આ સરખામણીને ખોટી તો ભાગ્યે જ કહી શકાય. હિમની કલ્પેલી ઠંડાશથી દાઝવાની બીકે ગરમીથી ટેવાએલો આપણા ઘણાનો સ્વભાવ એમને દૂરથી પ્રણિપાત કરીને પ્રશંસે છે, અને એ રીતે એમને ઘણા નકામા ત્રાસમાંથી બચાવે છે; પણ હિમવાન પર્વતો ઓળંગવાના આ સાહસિક જમાનામાં કોઈ એ હિમ સમા દુર્ગમ

જણાના જનની પાસે જવાની ધૃષ્ટતા કરે તો એના એ પ્રયત્નનુ ફળ કદી નિષ્ફળ જતું નથી.

અને બરફમાં જેમ ગરમી છે તેમ એમની શીતળતામાંએ ઉષ્મા છે.' બરફની માફક ઊર્મિઓના તાપથી એમનુ હૃદય પણ ઓગળે એવું છે. એ નથી ઓગળતું દેખાતું, કારણ કે બનતા સુધી એ એવી ગરમીના પ્રદેશમાં આવવાનો પ્રયત્ન જ નથી કરતા અને સદાએ શીતળ જણાતા ઊરના એકાંતમા થીજી જાય એવી રીતે સર્વ લાગણીઓને એ સંગ્રહી રાખે છે. પણ બરફમાં રાખેલી સર્વ વસ્તુઓ તાજી અને બગડયા વગરની રહે તેમ એમના ભાવોમાંએ તાજગી (જ્યારે એ અનુભવે ત્યારે) હોય છે જ.

આ સરખામણી હજુએ આગળ ચલાવીએ તો હિમ–આલયમાથી વસંતઋતુમાં જેમ ત્રિવિધ તાપ હરનારા ગંગાજી નીકળે તેમ એમની વસંતમાં દર્શન દેતી સાહિત્ય–સરિતા ઘણા વિદ્યારસિક જનોની તૃષા છીપાવે છે, અને તેમનામાં નવી ભાવસ્ફુર્તિ આણે છે. પણ તેનો ખરો આસ્વાદ તો માત્ર અધિકારી જનોજ લઈ શકે છે.

રા. આનંદશંકરભાઈનુ જીવન એક રીતે સ્થિર છે છતાં ઘણી પ્રાપ્તિઓ અને સાહસના આનંદનો આભાસ તેમાં દેખાય છે. સામાન્ય જનને અર્થપ્રાપ્તિમાં જેટલો આનંદ આવે તેટલો જ આનંદ જ્ઞાન-પ્રાપ્તિમાં રા. આનંદશંકરભાઈ લઈ શકે છે. શોધકની જેમ જ્ઞાનના નવા નવા પ્રદેશો એમની તીવ્ર જિજ્ઞાસા શોધે છે અને ચમત્કૃતિઓ જેવાં નવાં દૃષ્ટિબિન્દુઓ આગળ પ્રશંસામુગ્ધ હૃદયે એ થંભે છે. એ બધી ચમત્કૃતિઓનાં વર્ણન એ આપણી આગળ કરતા નથી. કારણ કે એનો આનંદ તો દરેકે જાતે જ શોધીને મેળવવાનો છે એમ એ માને છે. પણ છતાંએ આપણી જિજ્ઞાસા ઉશ્કેરવા અને રસ લગાડવા એનાં થોડાંક અમૃતબિન્દુઓ ચખાડી આપણી જ્ઞાન-પિપાસાને સતેજ કરે છે.

દરેકનાં દષ્ટિબિન્દુઓ જોવાનો અને દરેક વાતની બે બાજુ તપાસવાનો ગુણ એમણે ખાસ કરીને કેળવ્યો છે. એમનો ઉદ્દેશ દરેકને ન્યાય આપવાનો હોય છે. પણ એકજ બાજુ જોઈ શકતા આપણા સંકુચિત હૃદયમા તેથી સંદિગ્ધતાનો ભાસ થાય છે. નિર્ણય કરવાની અશકિત આપણને પમવિભ્રમમા પાડે છે, પણ એથી એ સાંકડા બને એમ આપણે ભાગ્યે જ ઇચ્છીશુ.

રા. આનંદશંકરભાઈ પોતાને સામાન્ય જનવર્ગના મનાવે છે, પણ એમનો ખાસ વર્ગીય સ્વભાવ જાણ્યે કે અજાણ્યે ઢાંક્યો ઢંકાતો નથી. એમની રસવૃત્તિ એમને કોઈ પણ પ્રાકૃત વસ્તુ પસંદ કરવા દેતી જ નથી. અને એમનુ સ્વત્વ કશાનું આવરણ પોતાને લાગે નહિ એની કાળજી નીરંતર રાખ્યા કરે છે.

ઘણા ખરા મહાજનોની માફક એમને પણ એમની શકિતઓના વિકાસનું વિશાળ ક્ષેત્ર પરદેશમાં જ મળ્યું છે. ગુજરાત કૉલેજના એક પ્રોફેસર તરીકે વિદ્યાર્થીઓના સ્મરણદેશમાં તેઓ જરૂર ચિરંજીવ રહે; તોપણ એમનું ખરું અને મોટું સંભારણું તો હિન્દુ યુનિવર્સીટીના વિશાળ જ્ઞાનમંદિરના ડગમગતા પાયાને સુદઢતા અર્પવામાં જ છે.

તેમણે થોડાંક પુસ્તકો રચ્યાં છે, વધારે રચી શકયા હોત. તેમણે નાના પ્રયત્નો પર જીવનનો મોટો ભાગ ખર્ચ્યો છે; એક મહા-પ્રયત્ન માટે એથી અડધી મહેનત બસ થતે. નિષ્ફળતાના માર્ગથી તેઓ બનતા સુધી દૂર રહ્યા છે, પણ એકાદ નિષ્ફળતા તેમની જીંદગીમાં કદાચ વધારે જોમ આણતે.

૮

## 'ગુજરાત'ના બે બહારવટીઆ



રા. ભાઈ મેઘાણીની વાર્તાઓ પછી ગુજરાતમાં બહારવટીઆ પ્રત્યે રસ જાગ્યો છે. એમના બહારવટીઆ આપણે જીવતા જોયા નથી અને તેથી ભાઈ મેઘાણીનો અને આપણો તેમના વીશેનો ખ્યાલ કલ્પનાના રંગીન ચશ્માંમાંથી જોવાઈને ગ્યાએલો હોય છે. જુલમીને મનાવનાર ને દુ:ખીઆના બેલી, પાપીને રંજાડી અનીઆને સુખી કરનાર અને જરૂર પડે ત્યારે એવો કશો ભેદ ન ગણતા માર્ગે જતા વટેમાર્ગુને લુંટે અને વરવહુનાં મીંઢળ તોડાવે એવા એ બહારવટીઆ આપણી અદ્‌ભુત રસની ભાવનાને પોષે છે અને એમના કૃત્યો આપણે સાશ્ચર્ય પ્રશંસીએ છીએ

રા. વિઠ્ઠલભાઈ અને રા. વલ્લભભાઈને જોઈને મારી પણ બહારવટીઆઓ વીશેની આવી કંઈક કલ્પના જાગે છે. એ બને ભાઈઓ બ્રિટીશ સરકારની સામે બહારવટે ચડયા છે એમ કહી

નાખવું એ તો એક સાવ સાદી વાત છે. એકે આખા ગુજરાતના સીમાડા પોતાની બહારવટને માટે નક્કી કર્યા છે. બીજાએ વડી ધારાસભાના 'સ્પીકર'ના અસ્પર્શ્ય આસને બેસી એ બહારવટાનાં સૂત્રો ઉચ્ચારવાનો ક્રમ રાખ્યો છે. પાકા ને પાવરધા આ બંને ભાઈઓની રમત આખી સરકારને હંફાવી રહી છે.

આ બને ભાઈઓ પુરેપુરા સમયસાધક (opportunist) છે એમ કહેવાથી એમને અન્યાય થવાનો સંભવ નથી. તકને પારખતાં અને તેના લાભ લેતા ખરેજ એ ભાઈઓને બહુ સરસ રીતે આવડે છે. એમની મોગરી હજુ સુધી એકે દાવ ચુકી નથી; પછી એનાં નિશાન સરકાર સામે હોય કે પ્રતિસ્પર્ધિઓ સામે. ને એવા મર્દાનગીના દાવ ખેલવામાં જ એ બંને ભાઈઓને જીવનનું સાર્થક દેખાય છે.

આ બંનેની સત્તાકાંક્ષા પાર વિનાની છે. પણ તે વ્યક્ત કરવાની ને સાધવાની બંનેની રીત જુદી છે. નાનાભાઈ ઠંડી ને મીઠી રીતે હૃદયો વશ કરે અને સત્ય અને ધર્મનું શરણું શોધી તે પર રાજ્ય કરે; મોટાભાઈ નિર્દયતાથી શીકારને સાંડસામાં પકડે અને તેની અકળામણમાં પોતાનો વિજય જોઈ આનંદ માને. બંને ભાઈઓ કોઈથી દબાય નહીં પણ સૌને દબાવે ખરા, અને ભુલેચુકે પોતે દબાય તો તેના ડંખ ધોવાનો એસીડ સાયન્સમાં હજુ સુધી કોઈએ

પાર વિનાનો આત્મભોગ આ બંને ભાઈઓએ કર્યો છે, પણ તેને વ્યર્થ વહી જવા દેવાની નાદાની તેમણે બતાવી નથી. દરેક વસ્તુની અસર પર તેઓ દૃષ્ટિ રાખે છે અને દરેક વાતની ગણત્રી તેઓ કરે છે. અર્થ સાધતી વખતે નકામી આશંકા કે સંકલ્પ વિકલ્પ તેમને નડતાં નથી. યોગીઓની માફક જ્યારે જગત ઉંઘતું હોય ત્યારે પણ તેઓ જાગતા જ રહે છે અને શત્રુ આવે ત્યારે હથીઆરો પર કાટ ચડેલા ન હોય તેની કાળજી તેઓ રાત્રી ને દિવસ રાખે છે.



અને એમનું સારામાં સારૂં હથીઆર તે મશ્કરી છે. પ્રતિસ્પર્ધીને બનાવવો અને એવી ફજેતી કરવી કે નીચેથી ઉંચું જોઈ ન શકે એ એમની પ્રિય રમત છે. બારડોલીમાં એ શસ્ત્ર બહુ ઉપયોગી નીવડયું હતું. વડી ધારાસભામાં એના પર રોજ સોના કપાય છે. એ વિનોદમાં પાટીદારી હળની જાડાઈ હશે, પણ કઠણ ભોંયને ખેડી કહાડવાની તીક્ષ્ણતા પણ છે જ. અને એ રીતે જે ભોંય ખેડાય તેમાં ધાર્યાં બી ઉગાડવાની કળામા આ બંને ભાઈઓએ ખાસ કૌશલ્ય મેળવ્યું છે.

બંનેને સમય ઓળખતાં ને રૂપ બદલતાં આવડે છે, મહત્તા વધારતાં ને સાચવતાં આવડે છે.

સત્ય અને અસત્યતાથી બંને પોતાની જાતને પર માનતાં છતાં નાનાભાઈ ગાંધીજીના સત્સંગને લીધે અસત્ય વાપરવું ભુલી ગયા છે;

મોટાભાઈ એને મારા કાર્યને અર્થે વાપરે છે એટલે એ ગુણ સદ્ગુણ રૂપે બની રહે છે

સુધરેલા અર્થમાં એ બંને ભાઈઓને સંસ્કારી ન કહી શકાય છતાં બને સંસ્કારવાળા છે એમ તો કહેવાય જ. બનેમાં પાટીદારી જાડાઈ છે પણ પોતાનાને માટે પાટીદારી ભલાઈ પણ તેમનામાં તેટલી જ ભરેલી છે. બનેના કીર્તિકોટ અત્યારે ચોખંડ ભારતમાં દેખાય છે અને બનેનાં નામ અત્યારે કોન્ગ્રેસના પ્રમુખપદથી તે હિંદુસ્થાનના વૉઈસરોય થવા સુધીને માટે બોલાય છે. બંને ભલા, છે ને ભુંડા છે. એકને કુટુંબની જજાળ છે જ નહીં; બીજાએ કુટુંબની જંજાળમાં રસ રાખ્યો નથી. પણ છતાં એ બંને ભાઈઓ ' વસુધૈવ કુટુંબકમ્'માં માનનારા લાગતા નથી. ગુજરાત એ એમનો દેશ ને તેના એ બે ભાઈઓ રખેવાળો. કોઈની મકદૂર નથી કે એમાં ચાંચ બોળી શકે.

લોકપ્રિયતાની વેણુ પર એ બંને જણ ઉભા છે પણ એ મરી જાય ત્યારે સ્વત્વ સંભાળવા જેટલું સ્વાસ્થ્ય એ બંનેમાં છે. મોટાભાઈ પ્રપંચ કરી જાણે છે અને પ્રપંચ પારખી જાણે છે. નાનાભાઈ પ્રપંચ પારખે છે બરાબર અને કરે છે ત્યારે તે પ્રપંચ પ્રપંચ રુપે રહેતો નથી.

કેટલાક ગુણોમાં આમ આ બંને ભાઈઓ સરખા છતાં દેખાવમાં બંને ભાઈઓ જુદા છે. વિશાળ આંખો ને મોટી મુછો એ વલ્લભભાઈનું લક્ષણ છે. મોટી દાઢી અને લુચ્ચી આંખો એ વિઠ્ઠલભાઈનું ખાસ લક્ષણ છે. વિઠ્ઠલભાઈ આડાઈના અવતાર છે. વલ્લભભાઈ સીધી અને સચોટ રીતે વર્તે છે. નાની નાની બાબતોમાં મિત્રોને સંબંધીઓને ટળવળાવવામાં ને ક્રૂર મસ્કરી કરવામાં વિઠ્ઠલભાઈને આનંદ પડે છે. વલ્લભભાઈ એવું કરતા હોય એવું જાણ્યામાં નથી.

વિઠ્ઠલભાઈ પોતાનાથી વધારે પ્રતાપીને સહી શકતા નથી. વલ્લભભાઈ પોતાના પ્રતાપને માટે નવું જ ક્ષેત્ર ખોળી લે છે.

વલ્લભભાઈ ભાવ જગાડી શકતા હશે, વિઠ્ઠલભાઇ માત્ર ધાક જ પ્રેરી શકે છે.

પણ આ બંને ભાઈઓ ખડતલ અને ખડક સમા છે. માથે લીધેલું કાર્ય પાર ઉતારવામાં બંને પાછી પાની કરે એવા નથી. દેશીઓનાં દુઃખ અને પરદેશી સરકારની ધુંસરી બંનેને રાત્રી દિવસ સાલ્યા કરે છે. બંને મર્દબચ્ચા છે અને નિર્બળતા, નિરાધારી, કે દાસત્વભાવથી અપમાનનો એક ઘુંટડો એમાંથી એકે ગળી જાય એવા નથી. એ બે ન હોત તો ગુજરાત આજે મર્દાઈના ઘણા પાઠો શીખ્યા વિનાનું રહી ગયું હોત.

# દ્રૌપદી

હજારો વર્ષો થયાં આર્યાવર્તમાં સ્ત્રીત્વનો આદર્શ ઘણુંખરું એકજ પ્રકારનો કલ્પાય છે. આર્યાવર્તની આદર્શ સ્ત્રી એટલે જુની અને માન્ય થએલી ઉપમાઓમાં સમાય તેવી સુંદર, ગમે તેવા પતિને દેવ માનનારી પતિવ્રતા, યુગોથી ચાલી આવેલી માન્યતાઓને સત્કારે તેવી આર્યા અને તે વિધિઓને સદૈવ આચરવામાં તત્પર એવી ગૃહિણી, દુખો સહવામાં શૂર સહચરી અને ભર્તાને પ્રસન્ન કરે તેવી ભાર્યા. ઓછે કે વત્તે અંશે આટલાં લક્ષણો શોભાવે તે આદર્શ સ્ત્રી થઈ શકે છે. આથી વધારે ગુણોની આવશ્યકતા સ્ત્રીઓને હોઈ શકે નહીં એમ માનવામાં આવ્યું હોય તેથી કે એવી સ્ત્રીઓ તરફ શંકાની દૃષ્ટિએ જોવાતું હશે તેથી, જ્વલંત અને પ્રતાપી સ્ત્રીત્વનાં ઉદાહરણો માત્ર અપવાદરૂપે જ પૌરાણિક માહિત્યમાં દૃષ્ટિએ પડે છે

દ્રૌપદી એ આવો એક અપવાદ. સીતાદેવીના દૈવી આત્મામાંથી સર્વસ્વ સમર્પણ કરતી ભક્તિ ઉભરાય છે. શકુંતલાના મૃદુ અંતરમાંથી નમ્રતા અને પ્રેમ ઝરે છે. ઉમાદેવીના ભીના હૃદયમાથી માતૃત્વનો રસ વહે છે. પણ શક્તિ અને પ્રેરણાની અધિષ્ઠાત્રી તો દ્રૌપદી એકલી જ છે. સોળ હજાર પટરાણીઓના સ્વામી શ્રીકૃષ્ણ વાસુદેવના સખીપદને લાયક તો માત્ર દ્રૌપદી જ છે. મહાભારતના યુદ્ધને જીતનારી અને પાંડવોના હૃદયબળની રખેવાળ એ પણ માત્ર દ્રૌપદી એકજ જ છે.

અગ્નિ સમી જાજ્વલ્યમાન અને પ્રદિપ્ત આ સ્ત્રીનો જન્મ અગ્નિકુંડમાંથી થયો એમ મનાય છે. પાંચાલ દેશના પ્રતાપી દ્રુપદરાજાની તે પુત્રી હતી. કૌરવોના રાજ્યગુરુ દ્રોણને મારવાને નિર્માણ થએલા ધૃષ્ટદ્યુમ્નની તે ભગિની હતી. સ્વરુપે શ્યામ છતાં અદ્ભુત રુપવતી તે મનાતી. કદાચ એનું સ્વરુપ દૃષ્ટિને આકર્ષે તેવું નહીં પણ દૃષ્ટિને ઠરવા ન દે તેવું હશે.

એના સમગ્ર જીવનને અદ્ભુતતા, સાહસ અને અસામાન્યતાની પરંપરા રુપે જ વિલોકી શકાય. અકસ્માતથી અથવા એ અકસ્માતોને એ પ્રેરનારી હોય તેથી પૌરાણિક સ્ત્રીસૃષ્ટિમાં એનું સ્થાન અને એનું વ્યક્તિત્વ સૌથી નીરાળું પડી આવે છે. પ્રાચીન આર્યાવર્તમાં એ એકજ સ્ત્રી એવી છે કે જે પોતાના સદ્ગુણો કરતાં વ્યક્તિત્વને લીધે વધારે માન્ય થઈ હોય. એનામાંયે સદ્ગુણો છે તો ખરા જ, પણ સાધારણ સ્ત્રીઓ કરતાં એની શક્તિઓને વાપરવાનું ક્ષેત્ર વિશાલ હતું, અને તેથી એના સદ્ગુણોને પ્રણાલિકાના સાંકડા ચીલામાં સમાઈ રહેવાનું શક્ય નહોતું. કદાચ સદ્ગુણોની વ્યાખ્યા આપણે કરીએ છીએ તેટલી સખ્ત તે સમયમાં હતી પણ નહીં.

જેમ એ વ્યાખ્યાનું સ્વરુપ બદલાતું ગયું તેમ તેમ તેને અનુકુળ કરવાને એ શાસ્ત્રીય ગ્રંથ પર ઘણા પ્રયોગો કરવામાં આવ્યા. એમાં રહેલી સત્ય હકીકતોને મરડી મરડીને એનું સ્વરુપ બદલવાનો પ્રયત્ન થયો. પરિણામે નથી એનું મુળ સ્વરુપ રહ્યું કે નવું સ્વરુપ બન્યું. છતાંએ એની આસપાસ ઉગેલા નવા વેલાઓને દૂર કરવાની જરાક મહેનત લઈએ તો એના મુળ સ્વરુપની કૈંક ઝાંખી થયા વિના રહેતી નથી.

દ્રૌપદીના લગ્ન એ આવા જ એક વિવાદનો વિષય. એક સ્ત્રીને પાંચ પતિઓ પરણે છતાં એ સતી ગણી શકાય કે કેમ, અને ગણી શકાય તો હાલની નૈતિક ભાવના સાથે એનો મેળ રહી શકે ખરો? ન રહે તોપણ શાસ્ત્રકારોએ તો એને સતી ગણેલી જ છે. એનો શો ખુલાસો હોઈ શકે? આવી ઘણી પ્રશ્નપરંપરા એ વિષયમાં થયા વિના રહેતી નથી.

માત્ર શારીરિક પવિત્રતાના એક જ દૃષ્ટિબિંદુથી આ પ્રશ્નપરંપરા પુરી થતી નથી. આપણામાં તો સતીત્વ મનસા, વાચા અને કર્મણા એ ત્રણ પ્રકારે પાળવાનું હોય છે. ભાવ અને લાગણીઓને બીજા સર્વ વિષયોમાં તીવ્રરુપે અનુભવનારી આ સ્ત્રીનો અંતરાત્મા હૃદય અને જીવનના આવા ઉત્કૃષ્ટ પ્રશ્નમાં નિર્લેપ રહી શકતો હશે? એના હૃદયમાં શું એવાં જુદાં જુદાં ખાનાં પડી ગયા હશે કે જેથી એના જુદા જુદા અનુભવોનું મિશ્રણ એનામાં કદીએ નહીં થતું હોય? મહાબાહુ અર્જુન અને શક્તિશાળી ભીમ સાથે સ્વરુપવાન નકુળ અને જ્યોતિષી સહદેવ એકજ હારમાં ઉભા રહી શકતા હશે? સામર્થ્ય અને શક્તિનાં સર્વ કાર્યો વખતે એને સદા પ્રિયપતિ ભીમાર્જુન જ સાંભરે છે એ શું માત્ર એક અકસ્માત જ કહી શકાય? માનસશાસ્ત્ર એ કોયડો એ રીતે ઉકેલવા ના પાડે છે. અને મહાભારતકારે પણ દ્રૌપદીનાં અપક્ષપાતનાં દૃષ્ટાંતો આપવામાં બહુ દરકાર રાખી નથી.

પણ છતા દ્રૌપદી સતી ગણાય છે એ શાથી ? પ્રણાલિકાદ્વારા એ વાત એ રીતે માન્ય છતાં મહાભારતને પણ એનો બચાવ કરવાની જરુર તો જણાઈ છે, અને તેથી તપસ્વિની તરીકેના એના પૂર્વજન્મની વાત તથા મહાદેવે એને વર આપ્યો હતો તે વાત એના બચાવ તરીકે એમા ઉમેરવી પડી છે. પણ તેથી આપણી દૃષ્ટિએ એનુ સમાધાન થતુ નથી.

એનો ખુલાસો માત્ર એક જ રીતે થઈ શકે. લગ્નની પવિત્રતાનો સ્વીકાર એ જ સતીત્વનું લક્ષણ. લગ્ન જેટલાંની અથવા જેની સાથે થયાં હોય તે શીવાય બીજાનો વિચાર ન કરવો ત્યાં જ પવિત્રતાની મર્યાદા. તે વખતમાં સ્ત્રીઓથી એક કરતાં વધારે પતિઓને પરણી શકાતુ હશે એ તો સ્પષ્ટ લાગે છે. હાલ પણ હિમાલયના પ્રદેશમ અને ટોડા વગેરે કેટલીક જાતિઓમાં આ પ્રથા ચાલુ છે. પતિન જીવતાં અથવા પતિ ન હોય ત્યારે પુત્ર માટે પણ સ્ત્રીઓને કેટલા પ્રકારની છુટ અપાતી. કુંતિના પુત્રો પાંડવો અને વિચિત્રવીર્યન રાણીઓના પુત્રો ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર આનાં જીવંત ઉદાહરણ છે. મહાભારતના ઘણા મહાન માણસોની ઉત્પત્તિની કથાઓ વખતની નીતિનો સ્પષ્ટ ખ્યાલ આપે છે.

સ્વરુપમાં આપણી પાસે છે તે તેનું મુળ સ્વરુપ ન હતુ એમ માનવ
ઘણાં કારણો મળે છે. સમયને અનુસરતા ફેરફારો અને માન્યતાઓ
તેમાં દાખલ કરવામાં આવ્યાં હોય તો ના ન કહેવાય.

આ એક અગત્યના પ્રશ્ન પીરે આ રીતે આપણા મનનું સમાધાન કર્યા પછી દ્રૌપદીના શક્તિશાલી વ્યક્તિત્વને વધારે સરલતાથી આપણે પ્રશંસી શકીએ છીએ. એના જીવનના દરેક પ્રસંગમાં એનામાં કૈં ને કૈં નૂતનતા જડયા વિના રહેતી નથી, અને એ સર્વ પ્રસંગોમાં શક્તિનાં દર્શન એ એના વ્યક્તિત્વની ખાસ લાક્ષણિકતા છે.

એના સ્ત્રીત્વમાં મોહકતા છે અને બુદ્ધિનાં ઓજસથી એ ઝળહળે છે. સંપત્તિકાળમાં એને પ્રસાદ અને અકૃપા બને દેખાડતા સરસ આવડે છે. ગર્વભરી એ માનિની દુર્યોધનના અજ્ઞાન પર હસી શકે છે, પણ કુંતિજીની સેવા કરતાં નમ્રતા એને છોડતી નથી. જુદાં જુદાં તત્ત્વોનાં પ્રતિનિધિ હોય એવા સર્વ પાંડવોની એ પ્રિયતમા થઈ શકે છે, અને છતાં બંધુઓના ઐક્યમાં એના નિમિત્તે કદીએ વિક્ષેપ નડતો નથી. એ સર્વદા ઉત્સાહ પ્રેરે છે, અને કદી નિરાશ થતી નથી. પણ ઘણી વાર બધાં એની મોહકતા કરતાં શક્તિને વધારે નમતાં હોય એમ લાગે છે.

દ્રૌપદીના વ્યક્તિત્વને જુદાં જુદાં દષ્ટિકોણથી જોતાં એનામાં જુદાં જુદાં પ્રકાશનાં કિરણો દેખાય છે. આપણે એ સાથે સાથે ન જોતાં એક પછી એકની તપાસ લઈશું.

સૌથી પ્રથમ બુદ્ધિ અને શક્તિનો પ્રભાવ દેખાડતી કૌરવોની રાજસભામાં એને આપણે જોઈએ. બુદ્ધિનો પ્રભાવ દેખાડી પ્રથમ એ જીતવા પ્રયાસ કરે છે, અને જ્યારે પ્રતિકામી દુર્યોધનની આજ્ઞાથી એને સભામાં લઈ આવવા જાય છે તે પ્રસંગ મેધાવિની દ્રૌપદીના આત્મભાનનો સરસ ખ્યાલ આપે છે. સભાપર્વમાંથી એક નાનું અવતરણ છેક અસ્થાને નહીં ગણાય.

પ્રતિકામી જ્યારે એને "યુધિષ્ઠિર દ્યુતમાં હારી ગયા છે અને દુર્યોધન તમને દાસી તરીકે બોલાવે છે" એમ કહે છે ત્યારે દ્રૌપદી એને પુછે છે કેઃ

"હે પ્રતિકામી! આવી રીતે કેમ બોલે છે? એવો કોણ રાજાનો પુત્ર છે કે પોતાની સ્ત્રીનું "પણ" મુકીને જુગટું રમે? જુગારના નીશાથી વિવેક વીસરી ગએલા રાજા યુધિષ્ઠિર મને હારી બેઠા ત્યારે શું મારા વિના બીજું કંઈપણ મુકવાનું ન હતું?" પ્રતિકામી જવાબમાં કહે છે કે રાજા યુધિષ્ઠિર પોતાના ભાઈઓને અને પોતાની જાતને પણ જુગારમાં મુકી ચુકયા, અને છેવટે કંઈ બાકી ન રહ્યું ત્યારે તમને પણ મુકીને હારી ગયા છે, ત્યારે ઉશ્કેરાએલી દ્રૌપદી પોતાનું માનસિક સ્વાથ્ય ન ખોતાં ફરી કહે છે કેઃ

"હે સુતના છોકરા! તું સભામાં જઈ યુધિષ્ઠિર રાજાને પુછી આવ કે પ્રથમ તમે તમારા આત્માને હાર્યા છો કે મને?" (સભા પર્વ અ૦ ૬૭).

દ્રૌપદીના આ પ્રશ્નનો ઉત્તર યુધિષ્ઠિરથી કંઈ અપાતો નથી અને દ્રૌપદીને દુર્યોધન ફરીથી સભામાં તેડવા મોકલે છે. ફરી એનો એ પ્રશ્ન દ્રૌપદી સભાના મહાત્મા સભાસદોને પુછાવે છે, પણ દુર્યોધનના ભયથી કોઈ કંઈ ઉત્તર આપતું નથી. છેવટે દુરાત્મા દુઃશાસન એને સભામાં અમર્યાદ રીતે ખેંચી આણે છે, ત્યારે એનો ક્રોધ સમાતો નથી. દુર્યોધન, દુઃશાસન, કર્ણ અને શકુનિ શીવાય બીજા સર્વનાં અંતર આ દૃશ્યથી વીંધાય છે; અને ભીષ્મપિતામહ અડધા શરમા

કરી શકાતો નથી હે દ્રૌપદી ! સમૃદ્ધિવાળી મત્રણી પૃથ્વીને રાજાએ મેલી દીધી પણ પોતે ધર્મને મેલ્યો નહીં અને યુધિષ્ઠિરે હું હારી ગયો એવું કહ્યું માટે પોતે હાર્યા પણ સ્ત્રી હારી એમ ગણાય નહીં, તેથી તારા પ્રશ્નોનો બરાબર ઉત્તર કરી શકાતો નથી વળી દ્યુત રમવામાં હોશીઆર શકુનિએ પરાજય કર્યો તેથી યુધિષ્ઠિર રાજાએ બરાબર જાણ્યું નહીં તેથી પણ તારા પ્રશ્નનો બરાબર ઉત્તર થઈ શકતો નથી' તે સાંભળી દ્રૌપદી બોલ્યા કે જુગારમાં રાજી થનાર ભુંડા કામ કરનારા મૂર્ખ, છોકરા જેવા અને દુષ્ટ મનવાળાને બોલાવી અભ્યાસ વગરના મારા સ્વામી સાથે રમાડયા તેથી તે હાર્યા એમ કેમ કહેવાય? કૌરવો અને પાંડવોના મુખી અને જુગારમાં અજાણ્યાં રાજાને સઘળા કપટી અને દુષ્ટ કામ કરનારાઓએ છળીને જીતી લીધા, પાછળથી કપટ કર્યું માટે તે હાર્યા ન કહેવાય આ સભામાં વહુદીકરી-વાળા વૃદ્ધ કૌરવો બેઠા છે તે આવો અન્યાય જોઈ તથા મારા વાક્યો સાંભળી તેનો ખરેખરો ઉત્તર આપો" (સભાપર્વ અ૦ ૬૭)

પણ જે કાર્ય બુદ્ધિ ન કરી શકી તે દ્રૌપદીના પાછળ રહેલા બળના ખ્યાલે કર્યું. મહાત્મા અને ધર્માત્મા પુરુષોની સભામાં, અબળાના વસ્ત્ર પર હાથ લગાડતા, કુળધર્મની મર્યાદા, પુરુષત્વનો ખ્યાલ, નિર્બળને રક્ષવાનો ક્ષત્રિધર્મ, કે નિરાધાર સ્ત્રીના ધર્મ અને માનની રક્ષાનો પુરાણો આચાર, એ કશુએ કામ નહીં આવ્યુ ત્યાં અસહાય્ય જણાતી દ્રુપદની એ પુત્રીની પાછળ યાદવોના નાથ અને આર્યોના સૌથી સમર્થ પુરુષનુ સમગ્ર બળ એને બચાવવાને તત્પર હતુ. એ ભાને કૃષ્ણાના ખેંચાતાં વસ્ત્રો બચ્યાં. વસ્ત્રહરણના પ્રસંગમાં ચમત્કાર કરતા કૃષ્ણને નામે યુદ્ધનુ આહ્વાહન આપતી પાંચાળીના આત્મબળથી જ એ ભયંકર અપમાનમાંથી એ રક્ષાઈ. જુલ્મગારો જ સૌથી વધારે કાયરો હોઈ શકે છે.

પણ જે યુગ અને સમાજમાં સ્ત્રીજાતિનુ આવું ભયંકર અપમાન શકય હોઈ શકે છે તેની નીતિની ભાવના માટે શું કહેવું? દ્રૌપદી જેવી પ્રતાપી અને બળવાન સ્ત્રીની આ દશા જ્યાં થઈ શકે ત્યાં બીજી નિર્બળ સ્ત્રીઓની રક્ષા કેવી રીતે થતી હશે તે વીશે પણ શું ધારવું? સંસ્કારિતાના કેન્દ્રસ્થાન કુરુકુળમાં જે વડીલોને હિંદુઓ આજ સુધી પુજતા આવ્યા છે તેમની સમક્ષ પાંચાલ દેશની શક્તિશાલી રાજાની પુત્રીનું આ અપમાન, એ એ યુગની સ્ત્રીસન્માનની ભાવનાનું અનેરું ચિત્ર પુરું પાડે છે. અને એ સુવર્ણયુગમાં સ્ત્રીજાતિની અતિ ઉત્તમ મનાતી દશાનું ભાન કરાવે છે.

પણ હજી દ્રૌપદીનાં સભામાં થતાં અપમાનનો અંત આવ્યો નથી. કાયરો ભય પામે ને દમાય ત્યારે પણ સ્વભાવની નીચતા દર્શાવ્યા વિના રહેતા નથી. સભામાં ઘોઘાટ ચાલુ જ રહે છે, અને સૂર્ય ચંદ્ર પણ જેને જોવાને ભાગ્યશાની નહોતા થતા એવી દ્રૌપદીને, ઘણા ઘણા દૃષ્ટિપાતો અને ઘણાં ઘણાં વચનબાણો સહેવાં પડે છે. છેવટે કપટી ધૃતરાષ્ટ્ર એમની હંમેશાની રીત પ્રમાણે દ્રૌપદીને મીઠે

વચને વરદાનો માંગવાનું કહે છે અને દ્રૌપદી પાંડવોને એ વરદાનો દ્વારા છોડાવે છે. ધૃતરાષ્ટ્ર પાંડવોને રાજ્યપાટ પાછાં આપે છે, પણ ફરી દ્યુત રમી હરી લેવા માટે. પાંડવોનું ફરી હારી જવું, બાર વર્ષ વનમાં તથા એક વર્ષ ગુપ્તવાસ રહેવું એ શરતે સ્વીકારેલો વનવાસ અને દ્રૌપદીનું સાથે જવું, એ સર્વ કથા તો અત્રે અપ્રાસંગિક જ ગણાય. પણ વૃદ્ધ કુંતાજીને પણ દ્રૌપદી પાંડવોની સાથે છે એ વિચારે કંઈક આશ્વાસન મળતું લાગે છે.

દ્રૌપદીના માની સ્વભાવને આ અપમાનનું દુ:ખ કેટલું સાલે છે, એ વનપર્વમાં વર્ણવેલા કેટલાક પ્રસંગોમાં બહુ સુંદર રીતે વર્ણવેલું છે. દ્રૌપદીના પોતાના જ શબ્દો એનો બરાબર ખ્યાલ આપી શકશે.

શ્રી કૃષ્ણ પાંડવોને વનવાસ ગએલા જાણી ત્યાં એમને મળવા આવે છે તે પ્રસંગે પ્રથમ શ્રી કૃષ્ણની સ્તુતિ કર્યા પછી દ્રૌપદી કહે છે કે " હે ઈશ્વર ! તમે સર્વ મનુષ્યો તથા સ્વર્ગમાં રહેનાર દેવતાઓ-રુપ છો, વાસ્તે નમ્રતાથી તમને હું મારાં દુ:ખ કહું તે સાંભળો. હે શ્રી કૃષ્ણ ! પાંડવોની સ્ત્રી, તમારી સખી અને ધૃષ્ટદ્યુમ્નની હું બહેન છું તેને કોઈ ખેંચી શકે નહીં, પણ કૌરવોની સભામાં રજસ્વલા, એક વસ્ત્ર પહેરેલી, થરથર કંપતી અને દુ:ખવાળી એવી મને દુઃશાસને

રક્ષા. હે સંહારકર્તા ! ભીમસેન તથા અર્જુને, અલ્પ પરાક્રમી કૌરવો-એ મને દુઃખ આપ્યું તે સહન કર્યું. વાસ્તે ભીમસેનના બળને અને અર્જુનના ગાંડીવ ધનુષ્યને ધિક્કાર છે......હે શ્રી કૃષ્ણ ! આ પાંડવો પોતાને શરણે આવેલા હરેકની રક્ષા કરે છે, છતા મારી રક્ષા કરવામાં કંઈ પણ દયાયુક્ત થયા નહી. હે વાસુદેવ ! આ પાંચ પતિથી મને જે પાચ પુત્રો ઉત્પન્ન થયા છે તેમની ઉપર નજર રાખીને મારી રક્ષા કરવી યોગ્ય હતી. વળી હે શ્રી કૃષ્ણ ! ધનુષ્ય ધારણ કરનારાઓમા શ્રેષ્ઠ અને યુદ્ધમાં શત્રુથી નહીં જીતાય એવા અ પાંડવો બળ વગરના ધૃતરાષ્ટ્રના પુત્રોનો અપરાધ કેમ સહન કરે છે ?'

આ જાતનાં ને આવા ઘણાં વચનો દ્રૌપદી શ્રી કૃષ્ણને કહે છે અને છેવટે તેમને ઉપાલંભ આપતાં કહે છે કે "હે મધુસૂદન ! પતિ પુત્ર, સગા સંબધીઓ, ભાઈઓ, પિતા અને તમે કોઈ મારાં નથી કારણકે જ્યારે અલ્પ પરાક્રમવાળા કૌરવોએ મારો પરાભવ કર્યો ત્યાં શોક વગરના પુરુષ સરખા થઈને કોઈએ પણ મારી સહાયતા કર નહીં. તે વખતે કર્ણે જે મારો ઉપહાસ કર્યો છે તે દુઃખ મને શમ નથી. હે કેશવ ! તમારે મારી રક્ષા સંબધભાવથી, અથવા હું અગ્નિ કુંડમાં ઉત્પન્ન થઈ છુ તે માટે વા સખાપણાથી અથવા ઈશ્વરભાવથ કરવી હતી. ( વનપર્વ અ૦ ૧૦ ). આ વચનોમાં કેટલો ઉગ્ર રો રહેલો છે તે સહેજે દેખાઈ આવે છે. અને શ્રીકૃષ્ણ આશ્વાસન આ છે તેમાં પણ દ્રૌપદી પ્રત્યે રહેલો ઉંડો ભાવ દેખાઈ આવ્યા વિ

હતા. શ્રી કૃષ્ણ ત્યાંથી તરત જ પાંડવોને મળવા આવ્યા અને દ્રૌપદી સહ પાંડવોને આશ્વાસન આપ્યું

વનપર્વમાંનો એક બીજો પ્રસંગ પણ છેક અસ્થાને નહીં ગણાય

દ્રૌપદીના અભિપ્રાય પ્રમાણે તો બળવાન ક્ષત્રિઓએ આ જાતના અપમાનને સહન કરવું એ નિર્બલતાની નીશાની રુપ જ હતુ. અને તેથી એનાથી પરિતાપ કર્યા વિના રહેવાતુ નથી ધર્મરાજાને ઉપાલભ આપતા પહેલાની અને હાલની સ્થિતિ એનાથી સરખાવ્યા વિનાએ રહેવાતી નથી એના જેવી અભિમાની સ્ત્રીને ક્ષણે ક્ષણે પોતાની દુરાવસ્થા અને શત્રુઓનો આનદ સાલે છે એ તો યુધિષ્ઠિરને ચોખ્ખુ કહી સભળાવે છે કે "હે ભરતકુળમા શ્રેષ્ઠ! તમને વનવાસના દુખેયુક્ત તમારા ભાઈઓ તથા મને જોઈને ક્રોધ ઉત્પન્ન થતો નથી માટે હું એમ માનુ છુ કે તમારામા કૈં પણ ક્રોધનો લેશ નથી હે રાજન્! જે ક્ષત્રિયને ક્રોધ હોતો નથી એને જગતમા 'આ ક્ષત્રિય છે' એમ કોઈ કહેતુ નથી તેમ આજ હું તમને ક્ષત્રિયપણા વગરના જોઉં છુ હે યુધિષ્ઠિર! ક્ષત્રિય સમય આવે પોતાનુ પરાક્રમ ન દેખાડે તો તેનો સર્વ ભૂતપ્રાણી પરાભવ કરે છે, માટે તમારે શત્રુ પર ક્ષમા રાખવી યોગ્ય નથી" (વનપર્વ, અ૦ ૨૭)

જ્યારે આ વચનોથી યુધિષ્ઠિર ઉત્તેજાતા નથી ત્યારે દ્રૌપદી બુદ્ધિવાદમા ઉતરે છે અને શરુઆતમા બલિ-વૈરોચનનો સવાદ કહે છે બલિરાજા પ્રશ્ન પુછે છે કે "હે પિતામહ! મનુષ્યનુ કલ્યાણ શાથી થાય? ક્ષમા રાખવાથી કે ક્રોધ કરવાથી? એ વીશે મને સદેહ થયો છે" ત્યારે પ્રલ્હાદ એનો ઉત્તર આપે છે કે, "હે પુત્ર! મનુષ્યનુ સદૈવ ક્ષમા રાખવાથી અથવા ક્રોધ કરવાથી કલ્યાણ થતું નથી વખતસર બેઉ રાખવાથી કલ્યાણ થાય છે એમ તુ જાણ" અને ક્રોધ કયે પ્રસગે કરવો એ વીશે ઉપદેશ કરે છે પછી ક્ષમા ક્યારે રાખવી તે વીશે કહે છે જવાબમા યુધિષ્ઠિર રાજા ક્રોધની સામે જુની પુરાણી

દલીલો ઉત્તરમાં કહી સંભળાવે છે. (વનપર્વ—અ. ૨૮). ત્યારે દ્રૌપદી છંછેડાઈને કહે છે કે "હે યુધિષ્ઠિર! ઈશ્વર તથા પૂર્વનાં કર્મ જે તમને મોહ પ્રાપ્ત કરાવે છે તેને હું નમસ્કાર કરું છું. તમારે તો તમારા પિતા અને પિતામહો બળે કરી રાજ્યગ્રહણ કરવા રુપ ધર્મમાં વર્તતા હતા તેવી રીતે વર્તવું જોઈએ. તેમાં તમને અવળી મતિ પ્રાપ્ત થઈ ગઈ છે......તમને જીવવાથી પણ ધર્મ પ્રિય છે. તો તે ધર્મનું પાલન કરવા સારુ મારા સહિત ભીમસેન, અર્જુન સહદેવ, નકુલનો પણ ત્યાગ કરો. હે ભરતવંશમાં શ્રેષ્ઠ! ધર્મ પોતાનું સેવન કરનાર રાજાની રક્ષા કરે છે, એમ મેં મહાપુરુષોથી સાંભળ્યુ છે; પણ તમારી રક્ષા કરતો નથી. તમને ધર્મમાં નિરંતર એકાગ્રબુદ્ધિ રહેલી છે, તેથી તમે તમારા અમોલડીઆ કે તમારાથી કમી પુરુષોનુ અપમાન કરતા નથી. તો તમારાથી શ્રેષ્ઠ પુરુષનું તો શાનું જ કરો? કોઈનું અપમાન કરવું એ અભિમાન વગર થતું નથી, અને તે તો તમને રાજ્ય હતું ત્યારે પણ ન્હોતુ... પણ તમે સદા ધર્મનુ જ સેવન કર્યું છે ત્યારે તમને અધર્મરૂપ દ્યુત રમવાની બુદ્ધિ કેમ પ્રાપ્ત થઈ? જે દ્યુતથી તમે રાજ્ય, દ્રવ્ય, આયુધો, પોતાના ભાઈઓ તથા મને પણ હારી ગયા, તેથી તથા આપણને થતાં વનવાસનાં દુ:ખો જોતાં મને મોટો મોહ ઉત્પન્ન થાય છે.

હે રાજન્! સર્વ જીવ ઈશ્વરને વશ છે, પોતાને વશ નથી...હે યુધિષ્ઠિર! ઈશ્વરની માયાનું બળ તો જુઓ કે જે ઈશ્વર પોતાની માયાએ કરી લિંગ શરીરાભિમાન જીવને જડરૂપ સ્થૂલ શરીરમાં આત્મબુદ્ધિ કરાવીને પરસ્પર નાશ કરાવે છે...જેમ માતાપિતા પોતાના સંતાનોનું પ્રિય કરે છે તેમ ઈશ્વર પ્રિય કરતા નથી ને ક્રોધથી બીજા મનુષ્યોની પેઠે કોઈને સુખ ને કોઈને દુઃખ પ્રાપ્ત કરાવે છે; તે ઈશ્વર દયાળુ નથી. વળી ઈશ્વર ધર્મમાં વર્તનારાને દુઃખ પ્રાપ્ત કરાવે છે અને અધર્મીઓને સુખ પ્રાપ્ત કરાવે છે એમ મને જણાય છે. હું ધર્મમાં વર્તનાર તમને આવી આપત્તિ, તથા અધર્મ

દુર્યોધનને આવી રાજ્યસમૃદ્ધિ જોઉં છું માટે તેની (ઈશ્વરની) નિંદા કરું છું. હે શ્રેષ્ઠ રાજન્! ધર્મશાસ્ત્રની મર્યાદાથી ઉલટા ચાલનાર, ક્રૂર, લોભી તથા અધર્મી દુર્યોધનને સમૃદ્ધિ આપી તેથી તેને શું ફળ પ્રાપ્ત થયું હશે? હે યુધિષ્ઠિર! જીવને કર્મ પ્રમાણે ફળ મળે છે એમ તમે કહેશો, તો કર્મ કરવામાં પ્રેરણા કરનાર ઈશ્વર છે, માટે તેને ફળ મળવું જોઈએ, પણ જીવને મળવું જોઈએ નહીં. જો જીવે હરેક કામમાં કરેલુ પાપ તે કરાવનાર ઈશ્વરને પ્રાપ્ત થતું નથી તો તેમાં ઈશ્વરનું બળ જ કારણ છે. માટે બળ વગરના જીવો માટે હું અફસોસ કરું છું." (વનપર્વ-અ૦ ૩૦) કોણ કહેશે કે આવું કહી શકે તે સ્ત્રી આજથી ત્રણ હજાર વર્ષ પૂર્વે જન્મી હતી!

પણ ધર્મના અવતારરૂપ યુધિષ્ઠિરને આવાં નાસ્તિક વચનો કેમ રુચે? એમના મત પ્રમાણે દ્રૌપદીના અજ્ઞાનરૂપ વાદળને વીખેરવા તરત જ ધર્મ અને કર્મફલ વીશેનો ઉપદેશ શરૂ કરે છે અને ફરીથી આવી નાસ્તિકબુદ્ધિ ન કરવા માટે દ્રૌપદીને વીનવે છે. દ્રૌપદીને તરત જ લાગે છે કે આ પાસો બરાબર નથી પડયો, એટલે તરત જ નમ્રતા ધારણ કરી યુધિષ્ઠિર રાજાને ખાત્રી આપે છે કે એનો ઈરાદો ધર્મની નિંદા કરવાનો ન હતો, પણ વનવાસનાં દુ:ખોએજ એને અકળાવી મુકી હતી. પણ આટલુ કહીને એ વિરામ પામતી નથી. સાથે સાથે ઉદ્યોગનું માહાત્મ્ય તો એ વર્ણવે જ છે એ કહે છે કે "જેમ તલમાં તેલ, ગાયોમાં દૂધ અને કાષ્ઠમાં અગ્નિ રહ્યો છે પણ તે ઉદ્યોગ કર્યા વિના હાથમાં નથી આવતાં, તેમ કર્મફળપર આધાર રાખ્યાથી ગએલું રાજ્ય પણ પાછુ ન આવે. અને રાજ્ય ન આવે તો એનો અર્થ એ થશે કે આપણાં અદૃષ્ટમાં રાજ્ય છે જ નહીં. ખેડુત ખેતી કરે પછી વરસાદ ન આવે તો દૈવનો દોષ, પણ તેમાં ઉદ્યોગ ન કર્યાનો અસંતોષ તો રહેતો નથી. હું ઉદ્યોગ કરું અને ફલસિદ્ધિ ન થાય તો? એ વિચારે પુરુષાર્થીઓએ બેસી રહેવું યોગ્ય નથી, કારણકે તેથી પોતાના પરાક્રમની પુરુષને ખબર પડતી નથી.

સામ, દામ, ભેદ કે દંડ એ હરેક ઉપાયથી અર્થસિદ્ધિ કરવી એ જ પરાક્રમી પુરુષને ધર્મરૂપ છે." (વનપર્વ, અ૦ ૩૨).

આવા અર્થનાં ઘણાં વાક્યો દ્રૌપદી યુધિષ્ઠિરને સંભળાવે છે. ભીમસેનનું અંતર તો દ્રૌપદીના આ શબ્દોથી એકદમ ઉકળે છે, અને તે પણ ઉછળતા અંતરે મોટાભાઈને ઘણાં વચનો સંભળાવે છે. ત્યારે પ્રથમ તો રાજા યુધિષ્ઠિર એને ધર્મબોધથી શાંત કરવાનો યત્ન આદરે છે, પણ છેવટે ભીમસેન નથી જ સમજતો ત્યારે એક બીજું અત્યાર સુધી ન કહેલું કારણ દર્શાવે છે; "હે ભરતકુળમાં ઉત્પન્ન થએલા ભીમસેન! જે પુરુષ સાહસથી પાપરૂપ કામ કરવાનો આરંભ કરે છે તેને તે કામ દુઃખ આપનાર થાય છે, વાસ્તે હું કહું તે તું સાંભળ. ભૂરિશ્રવા, શલ્ય, જરાસંધ, ભીષ્મ, દ્રોણ, કર્ણ, અશ્વત્થામા તથા દુર્યોધનાદિ ધૃતરાષ્ટ્રના પુત્રો સૌ અસ્ત્રવિદ્યામાં કુશળ અને મોટા ધનુર્ધારીઓ છે. જે રાજાઓને આપણે તાપ પમાડેલા છે તે સૌ કૌરવપક્ષનો આશ્રય કરનાર તથા દુર્યોધનના સ્નેહને લીધે તેનું હિત ઇચ્છનાર છે. માટે તેઓ મોટા ધનવાન હોવાને લીધે યુદ્ધમાં ખુબ યત્ન કરશે. તેઓને દુર્યોધન મોટા સન્માનથી અનેક તરેહનાં સાહિત્યો તથા ખાનપાનાદિ આપશે. પુત્રો તથા પ્રધાનાદિ સહિત તેઓ યુદ્ધમાં પોતાનો પ્રાણ ત્યાગ કરશે એમ મને નિશ્ચય છે. વળી ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યને આપણામાં તથા કૌરવોમાં સરખી પ્રીતિ છે, તો પણ તેઓ દુર્યોધનનું અન્ન ખાય છે માટે તેનો પક્ષ કરીને યુદ્ધમાં પોતાના

અ૦ ૩૬) ધર્મરાજના હૃદયમા ધર્મધીએ ઉડુ આવી શકાઓનુ શર્મ ખુચતુ હશે કે નહીં ? આ શકાઓથી દુખી થએલા યુધિષ્ઠિર મહાબાહુ અર્જુનને અજેય્ય જોવા ઇચ્છે છે, અને તેથી તેને ઈંદ્રિ પામે દિવ્યાસ્રો લેવા મોકલે છે ગાંધીજીની માફક ધર્મરાજનો ધર્મ પણ એમની વ્યવહારબુદ્ધિને ઠીક મદદરુપ થતો લાગે છે એવો નાસ્તિક વિચાર કોઈ વાર આપણા અંતરમા આવે તો એ માનુષી નિર્બલતા ક્ષમ્ય કરવા યોગ્ય છે

. દ્રૌપદીની પ્રીતિ અર્જુન પર સૌથી વિશેષ હતી એ તો ઘણે ઠેકાણે દેખાય છે દ્રૌપદીના રસિક અને વીર હૃદયને સતોષે એવોએ માત્ર અર્જુન એકજ છે એમ પણ કંક લાગ્યા વિના રહેતુ નથી સહદેવ અને નકુળને દ્રૌપદી કદી ભુલતી નથી, પણ કોઈ પણ ઠેકાણે એમની પાસે સાંચી યાચના કરતી કે એમના પરાક્રમમા ખાસ ગર્વ લેતી કદી એ દેખાતી નથી. ભીમસેનના તગત ઉશ્કેરાય એવા સ્વભાવનો એ પ્રસગભર ઉપયોગ કરે છે, અને યુધિષ્ઠિરના શાત હૃદયમાએ વેગ આણે એવી ચાવી તો એ એક જ છે એને ધમકાવતા અને મીઠાશથી સમજાવતા આવડે છે જરુર પડે ત્યારે એ દલીલોમા ઉતરી શકે છે એ સ્ત્રી છે પણ સત્તાધારી થવાને એ વધારે યોગ્ય છે કીચકને ભોળવતા કે ભીષ્મને છેતરી વરદાન લેવાએ કપટ કરવાની જરુર પડે તો તે કરતા પણ તે અચકાતી નથી અને છતા સત્યભામાને ઉપદેશ આપતા સ્ત્રીધર્મની પ્રણેતા એ થઈ શકે છે નમ્રતા એના સ્વભાવમા નથી પણ તેનોએ ડોળ કરવો હોય તો તે તેને પુરેપુરો આવડે છે માનવીના વિકારોને એ વશ થતી નથી પણ એનુ પ્રદર્શન એ પોતાને અનુકૂલ વખતે ધ્યેય સાધવાને કરે છે અર્જુન સુભદ્રાને પરણી આવે છે ત્યારે 'સુભદ્રા પાસે જાઓ' એમ કહેતી આ અપૂર્વ સ્ત્રી માત્ર સ્ત્રીસ્વભાવને સુલભ ઈર્ષ્યા દાખવે છે કે એ રીતે અર્જુનને વધારે ખેચે છે એ કોણ કહી શકે ?

પાંડવોનો દ્રૌપદી પ્રત્યેનો ભાવ તો એ એને પૂજ્ય કુલદેવતા માનતા હોય કે પાંચ ઈંદ્રિયો જેવા પાંડવો આત્મા સમી દ્રૌપદીને વશવર્તી થઈ ચાલતા હોય એવો કંઈક છે. દરેક એના પર સ્નેહ રાખે છે અને છતાં દરેક પર એનો તાપ પડતો હોય એવું લાગે છે. એનામાં કંઈક એવું આકર્ષણ છે કે એની અતિ તેજસ્વીતાનો જુલમ કોઈક વખત એમને લાગતો હશે તોએ એનાથી દૂર ખસવાનું મન કોઈને થતું નથી. માતાની માફક એ એમની સંભાળ રાખે છે અને પત્ની થઈ એ એમને રીઝવે છે. દ્રૌપદીની મહત્વાકાંક્ષાને ન સંતોષવાની હોત તો પાંડવો આટલાં પરાક્રમ કરત ખરા ?

પણ દ્રૌપદીમાં સુકુમારતા નહોતી એમ નહીં. દુઃખ પડે ત્યારે અશ્રુનાં પુર એનાં નયનોમાં સદાય ઉલટતાં, પણ એના અશ્રુનું મૂલ્ય ઘણું મોંઘું પડતું એટલો જ એનામાં ફેર. એના સુકોમલ દેહને દુઃખ થતું ત્યારે તે અશ્રુ પડાવતો. એ દેહમાં વસતો બલવાન આત્મા ઘવાતો ત્યારે તેમાંથી નિશ્ચયની ઉગ્ર જ્વાલાઓ નીકળતી. આ સ્ત્રીના કાં તો મિત્ર રહી શકાય કે શત્રુ થઈ શકાય. શત્રુ કે મિત્ર એ એમાંથી એકે હારમાં ન આવે એવી કોઈ પદવી જ આની સાથેના સંબંધમાં શક્ય નહોતી.

અને તોએ આ સ્ત્રી કોડીલી હતી. પણ સાહસ વિનાના કોડ એને સંતોષતા નહીં. ગંધમાદન વનમાંથી સહસ્રદલ કમલ લેવા એ ભીમને મોકલે છે ત્યારે રાક્ષસોથી ભરપૂર વનમાં ભીમને એકલો મોકલતાં એને સંકોચ કે ગભરામણ થતી નથી. ને અરણ્યમાંએ એ રાજ્ઞીના જ તોરથી રહે છે. જયદ્રથે મોકલેલા કોટિકને જવાબ દેતાં ને જયદ્રથને સત્કાર માટે નિમંત્રણ કરતાં મોટા ઘરની એ કુલવધૂ એની મોટાઈને યોગ્ય જ જવાબ દે છે. ને જયદ્રથનું સ્વાગત કરતાંએ સામ્રાજ્ઞીનું ગૌરવ એને છોડતું નથી.

જયદ્રથ દ્રૌપદીનું હરણ કરે છે તે પ્રસંગે પણ દ્રૌપદીનો પ્રભાવ

દેખાયા વિના રહેતો નથી. અબળા અને એકલી તેથી તેનું જોર ન ચાલ્યું એ ખરું, પણ ગર્વ અને પ્રતિભા તો એની વાણીમાંથી સારે પણ ઝરે છે. એના તિરસ્કારમાં એક પ્રકારની ઉગ્ર જ્વાળા છે, અને જેના પર એ છૂટે છે તેને એ બાળ્યા વિના રહેતી નથી.

યુધિષ્ઠિરના થંડા અને ધીમા સ્વભાવથી કોઈવાર એ પોતાના સ્વભાવ પરનો કાબુ ખુએ છે, પણ બનતા સુધી એમના તરફની માનવૃત્તિને જરાએ હાની ન પહોંચે એ દેખાડવા એ પ્રયત્ન કરે છે. જયદ્રથને ન મારવાનો આદેશ જ્યારે યુધિષ્ઠિર કરે છે ત્યારે આકુળ-વ્યાકુળ થએલી દ્રૌપદીથી "જો તમારે મારું પ્રિય કરવુ હોય તો જયદ્રથને માર્યા વિના છોડવો નહીં" એવું ભીમાર્જુનને કહ્યા વિના રહેવાતું નથી. પણ જ્યારે એને પકડી લાવે છે અને યુધિષ્ઠિર એને મુકી દેવાનું કહે છે ત્યારે ભીમ કહે છે કે 'આને દ્રૌપદી કહે તો મુકી દઉં." યુધિષ્ઠિર ફરી ભીમને એને મુકી દેવાનું કહે છે અને દ્રૌપદી પણ યુધિષ્ઠિરનો મનોભાવ જાણી વગર કહે એ જ આજ્ઞા કરે છે આ પ્રસંગમાં ગમે તેટલો ક્રોધ ચડયો હોય છતાં યુધિષ્ઠિરની મહત્તા ન ઘટાડવાની એની ચિંતા દેખાયા વિના રહેતી નથી

ત્યાં રહે છે. રાણી સુદેષ્ણાએ જરા ભોળી તો ખરી કે દ્રૌપદીને આ રીતે ઓળખતી નથી.

સુરક્ષિત સૌંદર્ય પ્રેરણા અર્પે છે, અરક્ષિત સૌંદર્ય જોઈ માનવીની પાશવવૃત્તિ ઉશ્કેરાય છે. અગ્નિની માફક સૌંદર્ય પણ સુખ અને દુઃખ બંને લાવે છે. જે સૌંદર્ય દ્રૌપદીની સામ્રાજ્ઞી તરીકેની શોભામાં વધારો કરતું તે તેની અસહાય્ય અવસ્થામાં ને દાસીપદમાં તેનાં કષ્ટો વધારવાનું સાધનભુત થયું. ગમે તેવી બલવાન હોય તોએ સ્ત્રીજાત. તેની પાછળ કોઈ પુરુષનું રક્ષકબલ ન દેખાય તો તેને સન્માનવાનો ધર્મ કોણ જાણે કેમ ઘણીવાર પુરુષજાતિ ભુલી જાય છે. અસહાય્ય અને અરક્ષિત દેખાતી દ્રૌપદીને પણ તેમજ થયું. એને જોઈને કીચકની પાશવવૃત્તિ જાગી. રાણી સુદેષ્ણાએ ભાઈનો પક્ષ લઈ તેનું દુઃખ નીવારવા દ્રૌપદીને મદિરા લેવાને બહાને મોકલી. દ્રૌપદી તેનો તિરસ્કાર કરી સભામાં દોડતી ફરીઆદ કરવા આવી. પણ રાજાના દેખતાં કીચકે દ્રૌપદીને કેશ પકડી મારી. દ્રૌપદીનો ક્રોધ આ વખતે સમાતો નથી. યુધિષ્ઠિર અને ભીમ બંને ત્યાં હાજર છે પણ કંઈ કરી શકતા નથી. રાજા અસહાય્ય સ્ત્રીનો પક્ષ લઈ ન્યાય આપવાને બદલે બલવાન કીચકને કંઈપણ કહેવા અસમર્થ થાય છે. દાસ દાસીઓની નીતિ અનીતિની કીંમત તો અત્યારે પણ ક્યાં અંકાય છે ? ઈંદ્રપ્રસ્થની મહારાણી આ અપમાનને કેમ સહી શકી હશે તે તો તેનો અંતરાત્મા જ જાણે.

દ્રૌપદીને પંડવોની નિર્બલતા આ વખતે ઘણી જ સાલે છે. એ જાણે છે કે શાંતિના અવતાર યુધિષ્ઠિર કે ગણુત્રીબાજ અર્જુન આ વખતે ઉશ્કેરાઈ એની વારે ચઢવા કે વેર લેવા નીકળવાના નથી અને કીચક જીવે તો એના સળગતા આત્માને એક ક્ષણની શાંતિ પણ મળવાની નથી. બલવાન ભીમના સ્વભાવ અને બળ બન્ને પર શ્રદ્ધા રાખી એને સુતેલાને ને એના સુતેલા સ્વભાવને તે જગાડે છે. દ્રૌપદીનો એ વખતનો શોક ખરેખર હૃદયને હલાવે એવો છે.

ભીમને હાથે કીચકો મગાયાની કથાનો સબધ દ્રૌપદીના કોઈ વિશિષ્ટ ગુણ સાથે સંબધ ધરાવતો નથી એટલે એ વીશે વધારે વિગતમા આપણે નહીં ઉતરીએ.

ગણી સુદેષ્ણાના અંત પુરમા એગ બ્રિનુ સ્થાન સામાન્ય દાસીઓ કરતાં ઘણુ ઉચ્ચ પ્રકારનુ હોવુ જોઈએ ઉત્તરકુમાર "સારથિ વગર યુદ્ધે કેમ ચઢાય" એમ વીમાસણમા પડે છે ત્યારે અર્જુનના સુચવ્યાથી દ્રૌપદી તેને બૃહન્નલાને સારથિ તરીકે લઈ જવા ભલામણ કરે છે. એવા કટાકટીના સમયમાં જેના અભિપ્રાયની ભાગ્યે જ કીંમત હોય એવી દાસીની સલાહ ઉત્તરકુમાર માન્ય રાખે ખરો ? અને તે પણ બૃહન્નલા જેવા અજાણ્યા ગાયક માટે ? બૃહન્નલાનુ અર્જુન તરીકેનુ ઓળખાણ તો ઉત્તરકુમારને પછીથી થાય છે. દ્રૌપદીની કહેવાની રીતમા પણ દાસત્વનો અંશ પણ જણાતો નથી.

આ પ્રમંગ પછી દ્રૌપદી ઉદ્યોગપર્વમા કૃષ્ણ વિષ્ટિનુ કહેણ લઈ જાય છે ત્યા દેખાય છે. સહદેવ શીવાય મર્વ પાંડવો–ભીમ અને અર્જુન સુદ્ધાત–બનતા સુધી શાતિ કરાવવાનો આગ્રહ શ્રી કૃષ્ણને કરે છે. ભીમનાં નિર્બલ વચનો સાભળીને તો શ્રી કૃષ્ણને પણ આશ્ચર્ય થાય છે, પણ માત્ર દ્રૌપદી જ યુદ્ધની ખરેખરી આતુરતા દેખાડે છે. આ પ્રમગે ખરેખર એમ લાગ્યા વિના નથી રહેતું કે આ સ્ત્રી ન હોત તો મહાભારતનુ યુદ્ધ મડાત નહીં અને મંડાત તો જીતાત નહીં. શોકયુક્ત

તો તેમ તમારે ત્યાં જઈ ક્યારેએ કરવુ નહીં. હે મહાબાહો! સંજય-સહિત પાંડવો કોપેલા ભયકર દુર્યોધનના સૈન્ય સામા ઉભા રહેવા સમર્થ થશે તેમને વીશે સામ તથા દામે કરી કોઈ પણ અર્થ સિદ્ધ કરી શકાય તેમ નથી માટે તેમને વીશે તમારે દયા કરવી નહીં. જે શત્રુઓ સામ તથા દામે કરી શાંતિ ન પામે તેમને વીશે તો દડનો જ ઉપયોગ કરવો." વળી કહે છે કે, "હે કેશવ! મારા સરખી સ્ત્રી પૃથિવીમા કોણ છે? દ્રુપદની કન્યા, વેદીના મધ્યમા ઉત્પન્ન થએલી, ધૃષ્ટદ્યુમ્નની બ્હેન, તમારી પ્રિય સખી, અજમીઢના કુળમાં પ્રાપ્ત થએલી, મહાત્મા પાડુરાજાની પુત્રવધૂ અને તેજે કરી પાચ ઈદ્રિ સરખા પાચ પાંડવોની પત્ની એવી હુ છુ. તે પાંડવો દેખતે છતે અને તમે વિદ્યમાન છતે મારા કેશ તણાયા અને સભાના મધ્યમાં હું ક્લેશ પામી પાચાલ રાજાઓ, વૃષ્ણિઓ અને પાંડવો જીવતે છતે પાપિષ્ઠોની દાસી થઈ સભામા હુ ઉભી...હે કૃષ્ણ! ભીમના બળને અને અર્જુનના ધનુષ્ય ધરવાને ધિક્કાર છે, નહી તો એવું કામ કરી દુર્યોધન એ ઘડી પણ જીવે? હે કૃષ્ણ! હુ તમારો અનુગ્રહ કરવા લાયક હોઉં અને મારા વીશે તમને દયા હોય તો ધૃતરાષ્ટ્રના પુત્રો ઉપર તમારે પૂર્ણ ક્રોધ કરવો." જરા વારે ફરી દ્રૌપદી પોતાના સુંદર કેશપાશને હાથમાં લઈ શ્રીકૃષ્ણને દેખાડતા આખમાં આસુ આણી કહે છે કે: 'પુંડરિકાક્ષ! દુ શાસનને હાથે ખ ચાએલો આ કેશપાશ તમે જુઓ. તેણે કેવો ખેચ્યો છે! સધિની ઇચ્છાવાળા તમારે સર્વ કાર્યને વીશે એને પણ યાદ રાખવો. હે શ્રી કૃષ્ણ! કદી ભીમ અને અર્જુન કૃપણતાને લીધે સધિની ઇચ્છા રાખતા હોય તો મહારથી પુત્રો સહિત વૃદ્ધ એવો મારો પિતા, અને અભિમન્યુને આગળ કરી મારા મહાપરાક્રમી પાચ પુત્રો કૌરવો સાથે યુદ્ધ કરશે. હે કૃષ્ણ! જ્યા સુધી પાપી દુ:શાસનનો હાથ મારી રીતે કપાયલો તથા રજથી ભરેલો હુ ન જોઉં ત્યાં સુધી મારા હૃદયને કેમ શાંતિ વળે! પ્રદીપ્ત અગ્નિની માફક હૃદયમાં ક્રોધ રાખી વાટ જોતા મને તેર વર્ષ વીતી ગયાં. તમે

આ ટાણે ધર્મ વિચારવા જાઓ છો ખરા, પણ તેમનાં વચનશલ્યથી પીડા પામતું મારું હૃદય ચીરાઈ જાય છે."

કાયરના હૃદયમાંએ શૌર્યની છોળો ઉછાળે એવાં દ્રૌપદીનાં આ વચનો સાંભળતાં એના પ્રિયસખા શ્રી કૃષ્ણના અંતરમાં શું થયું હશે? આ પ્રતાપી સ્ત્રીના વેગ આગળ પાંડવો પણ નિરુત્સાહી જેવા જણાય છે. માત્ર શ્રી કૃષ્ણ સરખા પુરુષોત્તમ જ એને તો ધૈર્ય આપી શકે છે.

શ્રી કૃષ્ણ રડતી દ્રૌપદીને કહે છે કે: "હે દ્રૌપદી! થોડા વખતમાં તું કૌરવોની સ્ત્રીઓને રડતી દેખીશ. હે ભીરુ! જેમની ઉપર તું ક્રોધી થએલી છે તેમની સ્ત્રીઓ પોતાના બંધુઓ મરવાથી જે રીતે તું રડે છે તેજ રીતે થોડા વખતમાં રડશે. હું પોતે યુધિષ્ઠિરની આજ્ઞાથી ભીમ, અર્જુન, નકુળ, સહદેવ સહિત એ કામ કરીશ. કાળે કરી પાકી રહેલાં ધૃતરાષ્ટ્રના પુત્રો જો મારાં વચનો નહીં સાંભળે તો નાશ પામી પૃથિવી ઉપર શયન કરશે અને શ્વાન અને શૃંગાલો તેમને ખાશે. હિમવાન પર્વત ચલાયમાન થાય, પૃથિવીના શત કટકા થાય, કે કદી નક્ષત્ર સહિત સ્વર્ગ પડે તો પણ મારું વચન મિથ્યા થાય નહીં. હું આ સત્ય પ્રતિજ્ઞા કરૂં છું માટે હવે તું રડતી ના. શત્રુરહિત થએલા લક્ષ્મીયુક્ત પતિને તું થોડા વખતમાં દેખીશ." (ઉદ્યોગપર્વ, અ૦ ૮૨).

થઈ પડે છે એ બને કાયદામા બધાએલા નથી, પણ કાયદાઓને બનાવનારા છે બને લોકમતના વહેણમા દોડતા નથી પણ તેને દોરે છે એ બનેનુ વ્યકિતત્વ ગૌથી પ્રથમ સ્થાન ન મળે એવી કોઈ પણ સ્થિતિ કે પદવી સ્વીકારવાની ના પાડે છે પરસ્પરની આની સામાન્ય વિશિષ્ટતાઓથી જ બને પરસ્પરને આકર્ષે છે

ગોપીઓની ભકિતમા પ્રેમ અને ભકિત છે પણ સમાનતા નથી - દ્રૌપદી સાથેના શ્રી કૃષ્ણના સબધમા સખ્યભાવની સમાનતા છે શ્રી કૃષ્ણ જેવા પુરુષનુ હૃદય પ્રિયતમાઓના મનોરથો પુરવા સદા તત્પર રહે છે, પણ આદેશ અને પ્રેરણાની આકાક્ષા તો એ સદા દ્રૌપદી જેવા જ્વલત સ્રોત્ર પાસેથી જ કરે છે પત્નીઓની ઈચ્છા પુરવામા તેને ભર્તાને આનદ દેખાય છે, પણ સખીના આદેશ ઝીલવા અને તેની સાથે સ્વપ્ન જોવાની તેના હૃદયની ઉડી અભિલાષા સ્પષ્ટ જણાય છે બહારની દુનીઆ માટે સ્નેહ કે સત્તાના રાખેલા બખ્તર વિના એને એના સ્વરુપે જુએ અને ઓળખે, એની મહાત્વાકાક્ષાઓને વિજય-ગીતથી ઉત્સાહ અર્પે અને એની નિર્મલતાઓને એ નિર્બલતા ખાતર જ ચાહે અને ભાવભીના હૃદયના લાડથી પપાળે એવી સખી પામવાની આકાક્ષા કયા સાચા પુરુષને નથી થતી ? અને કયુ સાચુ સ્ત્રીહૃદય એવા પુરુષની મૈત્રી પામવા તલસતુ નથી ?

પાંડવો પાસે આ કુલનાશક યુદ્ધ કરાવવું યોગ્ય હતું કે નહીં એ એક બીજો પ્રશ્ન છે. કુરુઓના અપમાનનો બદલો લેવાને ઇચ્છતા પાંચાલ દેશના દ્રુપદ રાજાની તે પુત્રી હતી. અપમાન પામેલા પાંડવોની તે પત્ની હતી. અંગત અપમાનથી દુભાએલી તે સ્ત્રી હતી ભારતવર્ષના ચક્રવર્તીપદની આકાંક્ષા ધરાવનાર રાજાઓને વિજય ન મળવા દેવાની દૃઢ ઇચ્છાવાળા રાજ્યદ્વારી નીતિનિપુણ શ્રીકૃષ્ણની તે સખી હતી. અને કાયરતા જેના સ્વભાવમાં ન હતી એવી દ્રૌપદી

કોમળ ભાગ યુદ્ધને આવશ્યક અને ધર્મ્ય માન્યા છતાંએ એ સંહારને જોતાં જરૂર કમકમ્યો હશે એમ આપણને માનવાનું મન થયા વિના રહેતુ નથી.

યુદ્ધ પછી અશ્વત્થામાએ કરેલા રાત્રિસંહાર વખતે જ દ્રૌપદીથી આ પડકો પળાતો નથી. પુત્રો અને સ્વજનોનો ક્ષાત્રધર્મ વિરુદ્ધ થએલો સંહાર જોઈ એનો અંતરાત્મા કકળી ઉઠે છે અને એ અશ્વત્થામાને મરેલો જોયા વિના અન્ન ન ખાવાની પ્રતિજ્ઞા કરે છે. આવેશથી ધર્મરાજાને મહેણુ માર્યા વિનાએ એનાથી રહેવાતું નથી કે, "હવે પુત્રો વગર તમે રાજ્ય ભોગવી સુખી થાઓ." આ વખતે ભીમ અને કૃષ્ણથી પ્રેરાએલો અર્જુન એની સહાયતા કરે છે અને અશ્વત્થામા સાથે ઘોર યુદ્ધ કરી એના માથામાંથી મણિ લઈ આવે છે. આ બધામાં કૃષ્ણની એક ખુબી દેખાયા વિના રહેતી નથી. દ્રૌપદીનુ પ્રિય કાર્ય કરવાનું હોય ત્યારે શ્રીકૃષ્ણ બનતાં સુધી તો અર્જુન કે ભીમ પાસે જ કરાવે છે, અથવા કરાવ્યાનો દેખાવ કરે છે. એમનાથી ન બને ત્યારે ન છુટકે જ એ સીધી રીતે કાર્યમાં એકલા ઉતરે છે. સ્ત્રીના મિત્ર થવા ઇચ્છતા પુરુષે તે સ્ત્રીના પતિના મિત્ર થવાની સંભાળ પ્રથમ લેવી એ સૂત્ર કૃષ્ણ જેવા ચતુર નરને અજ્ઞાત કેમ હોઈ શકે ?

મહાભારતકારને છેલ્લે સુધી ખટકતી લાગે છે અને એ પાપને સારુ સર્વથી પહેલાં એનો દેહ પડે છે એમ ધર્મરાજાને મુખે એ કહેવરાવે છે. પુરુષહૃદયની ઈર્ષ્યાનો એમાં અંશ હશે ખરો ?

આ અદ્ભુત સ્ત્રીનો જન્મ અને મૃત્યુ બને એના વ્યક્તિત્વની માફક સૌથી જુદી રીતે જ થયાં. એનામાં શૌર્ય હતું ને શક્તિની વાંછના હતી. એનામાં બલ હતું ને બલવાનને આકર્ષવાની શક્તિ હતી. એનામાં ગર્વ હતો અને ગર્વને સંતોષવાની તાકાત હતી. એનામાં બુદ્ધિ હતી અને તેનો ઉપયોગ કરવાની આવડત હતી. એનામાં સૌંદર્ય હતું ને તેને શણગારવાની એનામાં કળા હતી.

એને સમય ઓળખતાં ને રાહ જોતાં આવડતું. એને ધીરજ રાખતાં ને બદલો વાળતાં આવડતું. એને સ્વાશ્રયી થતાં ને પ્રસંગ ઓળખતાં આવડતું. એને સેવા સ્વીકારતાં ને સંભારી રાખતાં આવડતું.

બલ એ એનો મહામંત્ર હતો. તેજસ્વિતા એના સ્વભાવમાં હતી. શક્તિ એના હૃદયમાં હતી. મદ એની દૃષ્ટિમાં હતો.

મહાન્ પદને માટે એ સરજાઈ હતી. મહાજનોથી એ મિત્ર હતી. એના સંબંધથી મહત્તા પમાતી, એના સંગથી મહત્તા કેળવાતી.

જુના આર્યાવર્તની સ્ત્રીસૃષ્ટિમાં જ્યોતિર્માલામાં સવિતા સરખી જ્વલંત અને તેજસ્વી એ મહાએ પ્રકાશશે.

# મીરાંબાઈ :
## એક દૃષ્ટિ *

સુંદરીઓ મહા રસિકતાની પ્રત્યક્ષ મૂર્તિ સમી ગણાય છે અને કવિતા રસિકતાનો પ્રગટ આવિર્ભાવ મનાય છે. કવિને મન સુંદરી ને કવિતા ઘણુંખરું સરખાં જ પ્રિય હોય છે. રસિક હૃદયનો આનંદ કવિતાના સ્ફુરણમાં કે સુંદરીના દર્શન સમયે એક જ પ્રકારનો હોય. સૌંદર્ય કવિતાનો વિષય છે; કવિતા સૌંદર્યનો સ્ફોટ કરવા સરજાએલી છે, અથવા સૌંદર્યદર્શનથી લોભ પામતી રસવૃત્તિનું પ્રગટ સ્વરુપ કવિતા છે, અને સર્વ સૌંદર્યનો સાર તો સુંદરી જ છે. કવિતા જ્યાં સૌન્દર્યપોષક સનાતન ભાવોને ગાતી નથી ત્યાં કવિતા કવિતા નથી રહેતી.

કવિતા અને સુંદરીનો આવો નિકટ સંબંધ છતાં કવિતા ગાતી સુંદરીઓ કોણ જાણે કેમ સંસારમાં બહુ થોડી જ નજરે પડે છે. પોતામાં રહેલા સૌંદર્યના પોતે જ દૃષ્ટા ન થઈ શકાય એ કારણ તો ન હોય? પોતામાં રહેલા સૌંદર્યનું અજ્ઞાન અને બહારનું સૌંદર્ય જોવાની અશક્તિ એ બે કારણોએ કવિતા અને સુંદરીને ઘણું ખરું દૂરનાં દૂર રાખ્યાં છે. સુંદરીઓને જોવા વિચારવાના સંકુચિત પ્રદેશો, સંસારનાં બંધનો કે ભોગ્યદશામાં

* સાહિત્ય સંસદ તરફથી આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદમાં અપાએલો ને વંચાએલો નિબંધ.

રહેલી પરતંત્રતા કે પરને અનુકૂળ થવામાં સ્વત્વના વિકાસનો વિનાશ એ બધા પણ આ દશા આણવામાં કારણભુત ગણી શકાય માણસ પોતાનું વ્યકિતત્વ વીકસાવી પછી તેનુ સમર્પણ કરે અને વ્યકિતત્વ વીકસ્યા પહેલા જ એનુ દાન દઈ દેવાય એ બે સ્થિતિ વચ્ચે બહુ ફેર છે એકમા સૌંદર્યદર્શનની શકિતની પરાકાષ્ઠાએ પહોંચાય છે અને તેમા જ માણસ સ્વત્વ ખોઈ વિલીન બને છે બીજામા તો એ દર્શન કરવાની શકિત જ આવતી નથી, અથવા બીજરુપે હોય તો એ સ્વત્વ ખોતા એ શક્તિનોએ વિનાશ થાય છે સ્વત્વના ભાન વિના સૌંદર્યદર્શનની શકિત વિકસતી નથી દેવમંદિરમા વીકસેલાં પુષ્પ ચડે તો સુવાસ અને શોભા સધાય તેમ વિકાસ પામેલા વ્યકિતત્વના સમર્પણથી જ સૌંદર્ય અને રસના ઝરણ વહે અને મહત્તા પમાય પુષ્પની અને વ્યકિતત્વની અણુવીકસી કળીઓમાથી શુ શુ થઈ શકે તેના સ્વપ્નો કોઈ કવિ ભલે રચે પણ એ બધા સુભવો ક્વચિત જ શકય બને છે

•

કવિતા ગાતી સુંદરીઓ બહુ ન સર્જાવાનુ એક બીજુ પણ કારણ છે પહેલા સસ્કાર પામવા એ જનસમાજનો સામાન્ય વારસો ન હતો પણ શ્રીમંત અને ઉચ્ચ ગણાતા કુળોમા જ એને માટે સગવડ અને સમય હતા. સામાન્ય જનસમાજમાથી પુરુષો સસ્કારી પાકતા કારણકે એ લોકો સસ્કારની શોધમા બહાર જઈ શકતા, પણ સસ્કારી કુટુમ્બોમાએ સ્રીઓની મર્યાદા તો ઘરની દીવાલ જેટલી જ ગણાઈ હતી સસ્કાર વિના સૌંદર્યદર્શન થતુ નથી અને સૌંદર્યદર્શનને મર્યાદાઓ પ્રાપ્ત થતી નથી. જ્યા જ્યા સ્રીઓની આસપાસ રચાએલો આ કોટ તુટયો છે કે તેમણે પોતાને હાથે તોડયો છે ત્યાં જ સ્રીઓ પોતાના આત્માના પરિમલ પ્રસારવા શક્તિમાન થઈ છે દ્રૌપદીએ એ કોટ તોડયો અને પુરાણ કાળમા એ અદ્વિતીય સ્થાને વીરાજી રહી નુરજહાએ એ કોટ તોડયો અને

ભારતમાં બીજી નહીં એવી અપૂર્વ સામ્રાજ્ઞી તરીકે પ્રકાશી રહી. મીરાંએ એ તોડયો અને સદીઓ થયાં લોકહૃદયનાં ઉંડાં તંતુઓને હલાવનારી એ પ્રેરણામૂર્તિ બની રહી.

મીરાનુ જીવન અને કવિતા એ આવા એક મહા પ્રયત્નનું પરિણામ છે. બાલપણથી જ મીરાંનું મન સંસારમાં રાચેલું નહતું, અત્યંત પ્રેમભાવના વેગથી એની આન્તરવૃત્તિ રંગાએલી હતી. આ વૃત્તિ ભક્ત પિતામહને ત્યાં બાળપણમાં પોષાઈ. વૈધવ્યે એને જીવનમાં વણવાની તક આપી. મહારાણીપદ અને રાજકુળે એના સંસ્કારો વિકસાવ્યા, અને પ્રતિકુલતાઓ સામે ઝઝુમતાં ટકવાની તાકાત અને માનેલા આદર્શનો સાક્ષાત્કાર કરવાનો ઉત્સાહ આપ્યાં. અને આ બધાના પરિણામે એના વિકાસ પામેલા વ્યક્તિત્વે આદર્શની પાછળ આત્મસમર્પણ કરી ચિરંજીવતા મેળવી.

મીરાંની કવિતા અને જીવનને એકબીજાંથી જુદાં ન પાડી શકાય. એના જીવનરસના નિર્ઝરણમાંથી એની કવિતા બની છે; એના કવિતાના રસપ્રવાહમાંથી એનું જીવન રચાયું છે, અને એ બંને, એનું જીવન અને એની કવિતા એકબીજાંથી એટલાં અભિન્ન છે કે એમને છુટાં પાડતાં બંને સામાન્ય થઈ રહે.

સૈકાંઓ થયાં આ સ્ત્રીનું આકર્ષણ હજુ ઉતર્યું નથી અને એણે કરી હોય તેથીએ ઘણી વધારે કવિતાઓ એને નામે ગવાઈ છે. કોઈ પણ સારું કાવ્ય ગમે એનું હોય છતાંએ એને નામે ગાવામાં લોકોને આનંદ આવે છે. મીરાંની લોકપ્રિયતાનાં મુળ આટલાં ઉંડાં કેમ ઉતર્યાં હશે?

એની લોકપ્રિયતાનાં એક નહીં પણ ઘણાં કારણો છે. લોકો પોતે ઘણી સામાન્ય રીતે જીવે છે પણ કોઈકના જીવનની અદ્ભુતતામાં એમને ઘણો રસ પડે છે, અને તેમાંએ આ તો સ્ત્રીજાતિ, રાજકુળમાં જન્મેલી, મહારાણી પદને માટે નીમાંએલી, એવી સ્ત્રીનાં જાદુ લોક-

હય પર કેમ ન ચાલે ! એનો પ્રતાપ ગીરધરલાલના સાક્ષાત્કારને ચમત્કાર કરવાની માન્યતા પર રચાયો છે એની શ્રદ્ધાની અવિચન તાથી એનો પ્રભાવ ફેલાયો છે ઉપગત પ્રવાસને લીધે એનું ભાષાજ્ઞાન વધ્યુ અને ઘણી ભાષામા કવિતા રચવાની એની શક્તિએ એને ઘણા પ્રાંતોમા પરિચિત કરી હજારો વર્ષોથી આર્યહૃદયને આકર્ષનારો કહાન અને તેથીએ સનાતન પ્રેમ એણે પ્રિયતમા ભાવે ગાયો અને તેએ પડિતાઈનું પ્રદર્શન કરાવીને નહીં પણ લોકોના નિત્યજીવનના પ્રસગોમા રસિકોનો ઉમળકો પુરીને એની લોકપ્રિયતાના આ બધા કારણો છે અને જનહૃદયની એક સ્વાભાવિક નિર્મલતા–મહા પદવીવાન જન સાથે પરિચયથી વર્તવાનો સતોષ–એ પણ એક કારણ ગણવુ હોય તો ગણાય એવુ છે

પણ હરિની અને લોકોની લાડલી મીરાના કાવ્યોને માત્ર કાવ્યો તરીકે જ જોતા એમાના ઘણા કાવ્યો સામાન્ય છે એમ કહેવાની હીમત કોઈ કરે તો એમા ધૃષ્ટતા લેખી શકાય એવુ નથી મીરાના મુળ કાવ્યો કેટલા છે એની જ પુરી પ્રતીતિ અત્યારે તો કોઈને થતી નથી એના હાલ જે કાવ્યો પ્રસિદ્ધિમાં છે એમાથી એના પોતાના કેટલા હશે એ વીશે સશોધકોના ઘણા જુદા જુદા મતો છે ઘણીવાર એના જુદા જુદા કાવ્યોમા માત્ર એકની એક જ વસ્તુ એને કહેવાની હોય છે અને મીરાને નામે પ્રચલિત કાવ્યોમાં તો આમ્યતા પણ ઘણીવાર દેખાય છે

આ દોષો દેખાડવાથી મીરાની કવિતાનુ મૂલ્ય ઉતરી જતું નથી એને કહેવાની એક જ વાત છે અને એનુ જ્ઞાન પરિમિત છે તેથી એના કાવ્યોમા વિવિધતા કરતા લાલિત્ય અને કોમળતા વધારે આવ્યા છે

પણ એનામાં વિવિધતા નથી એમ તો કોઈથી ન કહેવાય.

એણે સંન્યાસ લીધો છતાં શૃંગાર ગાયો. એણે તપસ્વિની થઈને રસિકતા પોષી. વિરાગિની છતાં રાગ–પ્રેમની ધુન એણે જગાવી. સંસાર છોડયો છતા સંસારીના સર્વ ભાવોથી એણે ગીરધરલાલને ગાયો અને આ બધા પરસ્પર વિરોધાભાસી મિશ્રણોએ એની કવિતામાં એક જુદો જ રસ અને પ્રફુલ્લતા આણ્યાં છે. મીરાંની કવિતામા વિશાલતા નથી એ દોષ એના જ્ઞાનની સાંકડી સીમાઓને લીધે આવ્યો છે, એના હૃદયનો નથી. હૃદયે એના ભાવોમાં પ્રબળતા આણી; જ્ઞાને એની દિશાઓને મર્યાદિત કરી. મીરાં જ્ઞાની નથી, જ્ઞાની હોવાનો એનો દાવો પણ નથી. અંતઃપ્રેરણાથી જડે એટલુ જ્ઞાન એને સ્વયંભૂ સ્ફુર્યું છે. મીરાં એટલે ડહાપણ નહીં; એ તો માત્ર ઊર્મિઓની પરંપરા.

મીરાં એટલે સત્તા નહીં પણ પ્રેમનો દોર; અને વિલાસ નહીં પણ શોભા. મીરામા ગહનતા નથી પણ રસિકતા અને ભાવ છે. યૌવનને એના ગીતમાંથી ઉલ્લાસ જડે છે. પ્રૌઢ વયમાં રસવૃત્તિને એ કરમાયા વિનાની રાખે છે. વૃદ્ધ અંતરમા એનાથી અતિ વૃદ્ધતા આવતી અટકે છે. એના સુરમાં લહેજ્જત અને સનાતન ઇશ્કનો પુકાર છે. મીરાંના ભજનના સુરમાં બુદ્ધિનો અને સ્થિતિનો ભેદ સર્વદા ભુલાઈ ગયો છે અને બુદ્ધિમાન કે અજ્ઞાન, ગરીબ કે તવંગર સૌ એનાં ભજનો ગાતાં રસ નિમગ્ન બની રહે છે.

મુક્તિના બધા માર્ગોમાં વૈષ્ણવ ધર્મમાં ભક્તિમાર્ગનો મહિમા વધારે ગાયો છે, અને તેને પરિણામે સાહિત્યમાં અને તે દ્વારા લોક-હૃદયોમાં ભક્તોનું સામ્રાજ્ય વધારે અંશે પ્રવર્તી રહ્યું છે. આપણે ત્યાં જ્ઞાનીઓ પાકતા પણ તેમાંનો મોટો ભાગ વિતંડાવાદ કે દિગ્વિજયના મોહમાં શુદ્ધ જ્ઞાનના અખંડ આનંદને ભુલી જતો. લોકોને એમની વિદ્વતાના આડંબરમાં સમજણ પડતી નહીં અને એમની ચર્ચાઓના અખાડા સાઠમારી જેવા જેટલો રસ પુરો પાડતા.

કવિ અને ભક્ત ઘણીવાર એક અર્થમાં વપરાતા, અથવા ભક્ત હોય તે જ ઘણુંખરુ કવિ થતા વૈષ્ણવ કવિઓમા કૃષ્ણ કે રામને સમુગ્રગા ન ગાયા હોય એવો કવિ ભાગ્યે જ કોઈ મળી આવશે. ભક્તિ એ જ આદર્શ મનાતો અને એ દ્વારા શ્રીકૃષ્ણ સ્વરુપમાં સમાવાની ભક્તોની ઉડી વાસના હતી એ વિગ્રહભર્યા કાળમા જ્ઞાનદ્વારા આવતી તર્કપરપરા સ્રવાની કોઈને ફુરસદ કે ઇચ્છા નહતા જ્ઞાન પામવાના સાધનો પણ મહુ ઓછા હતા અને તેથી શ્રદ્ધાથી પળાય તેવી સહેલી મુક્તિનુ આકર્ષણ સૌને વધારે થતું

**મીરા**નો આદર્શ પણ આવો પ્રેમલક્ષણા ભક્તિનો જ છે અત પુરના અધારામા અને એવા અશાતિ અને વિગ્રહના સમયમા જ્ઞાનમાર્ગ એને માટે શક્ય જ નહતો નૈસર્ગિક બુદ્ધિનો ચમકાર તો એના પદોમા સ્થળેસ્થળે દેખાઈ આવી એની સબળ કવિતાને શણગારે છે

આદર્શભક્તિ દ્વારા માનવ આત્માનો સાક્ષાત્કાર કરે છે અને તેટલે અશે એ મહત્તા પ્રાપ્ત કરે છે, એવી મહત્તાનુ માપ પણ આદર્શના પ્રમાણ ઉપરથી મપાય છે ગિરધરલાલની પાષાણમૂર્તિમાથી આદર્શઘેલી **મીરા** પ્રભુત્વને પામીને અમર થઈ / એની કવિતાનું બળ પણ એમા રહેલા શબ્દોમા નથી પણ એ શબ્દોની પાછળ દીપતી એની ભક્તિજ્યોતમા છે /

મીરાની કવિતામા બીજાુએ ઘણરણ છે, એમા પ્રણયઘેલી સ્ત્રીની ધૃષ્ટતા છે અને નવોઢા સમી આતુરતા છે મોહનવરને ગાતા એ મોહના બને છે ગિરિધરને એ ગોપી ભાવે ગાય છે વિરહની વેદનાનું તીવ્ર ભાન છતા મિલનની આશા એને કદી છુટી નથી પણ એની આશા તો નિત્ય પરિચિત ભાવોથી પુરાર એવી લાગે છે **મીરા**નો કહાન ગોપીઓમા રમ રમનારો છે, | વૃંદાવનની ગાયો ચારનારો છે, મોરમુકુટ ધારનારો છે, દહીંમાખણને ચોરનારો છે,

ગોવર્ધનને ધરનારો છે, પનીહારીઓને સતાવનારો છે; વેણુને વગાડનારો છે ને ઘેલી વ્રજનારીઓની આશા પુરનારો છે વૈભવે એને સતાવી છે તેથી વૈભની શ્રીકૃષ્ણને એ બહુ મભાગતી નથી, વિગ્રહો જોઈ એ કટાળી છે તેથી મહાભાગતના મહાબાહુ શ્રીકૃષ્ણરુપે ભજવાનુ એને બહુ આકર્ષણ થતુ નથી મીગનુ મન એના વેણુનાદે મોહ્યુ છે શ્રીકૃષ્ણના શાસ્ત્રોના ખડખડાટ તો એ સ્વામીભાવ હોવાથી જ મહી લે છે

# મી રાં બા ઈ

ભક્તકવિ **મીરાંબાઈનો** જન્મ મેડતાના રાવ દુદાજીના નાન પુત્ર રત્નસિંહને ત્યાં કુડકી ગામમાં થયો હતો. એમના જન્મકાળ સંબંધમાં વિવિધ મતો પ્રચલિત છે. **મીરાં** સંવત ૧૬૦૦માં વિદ્યમાન હતાં અને ભોજરાજનાં પત્ની હતાં એ ઉપરથી કેટલાક એમને જન્મસમય સંવત ૧૫૭૩માં અનુમાને છે, કેટલાક સંવત ૧૫૫૫થ ૧૫૬૦માં માને છે, અને સંવત ૧૫૭૩ એમના વિવાહનું વર્ષ માન છે. આ મત વધારે પ્રચલિત અને માનવા યોગ્ય લાગે છે.

**મીરાંબાઈની** માતા એમના બાલ્યકાળમાં પરલોકવાસી થય હોવાથી એમના પિતામહ રાવ દુદાજી પાસે એ ઉછરીને મોટાં થયાં. ઇતિહાસપ્રસિદ્ધ ભક્તવીર રાવ જયમલ્લ એ **મીરાંબાઈના** કાકાના પુત્ર હતા, અને તેમનો બાલ્યકાળ પણ રાવ દુદાજી પાસે જ ગયો હતો. રાવ દુદાજી વૈષ્ણવ અને પરમ ભક્ત હતા, અને તેમના સંસ્કારો

યુવરાજપદે જ ગત થયા. ઐતિહાસિકોના અનુમાન પ્રમાણે આ કાળ સંવત ૧૫૭૩થી ૧૫૮૩ના મધ્યમાં હોવાનો સભવ મનાય છે.

મીરાબાઈનું વલણ બાલપણથી જ કૃષ્ણભક્તિ તરફ વિશેષ હતું અને અકાળ વૈધવ્યે, એ વૃત્તિને વધારે ઉત્તેજી અને પોષી લાગે છે. ચિત્તોડમાં પણ આ જ અરસામા ભયંકર વિપ્લવ ચાલી રહ્યો હતો. સંવત ૧૫૮૩મા રાણા સાંગાજી બાબર બાદશાહ સાથેના યુદ્ધમાં પરાજિત થયા. મીરાબાઈના પિતા રત્નસિંહ અને કાકા રાયમલ પણ આ જ યુદ્ધમાં ખપી ગયા. રાણા સાંગાજીનુ મૃત્યુ પણ આ જ અરસામાં થયું અને સંવત ૧૮૫૪મા રાણા રત્નસિંહ ચિત્તોડની ગાદી પર આવ્યા. પણ એમનો દેહાંત સંવત ૧૫૮૮ માં થયો અને તેની પછી રાણા વિક્રમાદિત્ય ગાદીએ આવ્યા. મીરાંબાઈ ને સહેવા પડેલા ઉપદ્રવો રાણા વિક્રમાદિત્ય તરફના જ હશે એમ માની શકાય.

મીરાબાઈની ભક્તિની ધુન આ જ અરસામાં બળવત્તર થઈ હશે. બહારના વિગ્રહોમાં રોકાએલા કુળના મુખ્ય પુરુષોનું ઘરની આવી બાબતો તરફ દુર્લક્ષ હોય એ સ્વાભાવિક છે પણ મીરાંનો ભક્તિપ્રવાહ આટલા સમયમાં ઘણો વધવા માંડયો હતો. અનેક સાધુસંતોનો એને ત્યાં અખાડો જામતો. રાણા વિક્રમાદિત્યનું ધ્યાન ગાદી પર સ્થિર થયા પછી તરત જ આ તરફ ગયું. સૂર્યચંદ્ર પણ જેનાં દર્શન ન કરી શકે એવી ચિત્તોડના મહારાજાની કુલવધુ સાધુસંતોમાં બેસીને ગાય અને નાચે કુદે એમા એને કુલમર્યાદાનો લોપ થતો લાગ્યો અને ત્યારથી મીરાંબાઈને આ માર્ગમાંથી નિવૃત્ત કરવાના ઉપાયો એણે આરભ્યા.

રાણાએ પ્રથમ તો ચંપા અને ચમેલી નામની બે દાસીઓ દ્વારા સામ ઉપાયથી મીરાબાઈનુ મન વાળવા પ્રયત્ન કર્યો. મીરાના ભક્તિરસના પ્રભાવને બળે દાસીઓની અસર મીરાંબાઈ પર થવાને બદલે મીરાબાઈની ભક્તિની અસરમાં આ દાસીઓ ગળી ગઈ, અને

એમની શિષ્યા થઈ રહી. મીરાંબાઈનાં નણંદે પણ મીરાને સમજાવવાનું બીડું ઝડપ્યું, પણ એનીએ એ જ દશા થઈ એવી કથા છે. મીરાંબાઈને સામ ઉપાયથી સમજાવવાના બધા પ્રયત્નો વ્યર્થ થતાં રાણાના ક્રોધે મર્યાદા મુકી અને કોઈ પણ પ્રકારે મીરાંબાઈનો નાશ કરવાના ઉપાય એણે શોધવા માંડયા. એણે પુષ્પહારોમાં વીંછુ, સર્પ આદિ જંતુઓ મોકલાવ્યા. કૃષ્ણચરણામૃતને નામે હલાહલનાં પાત્રો ભરી મોકલ્યાં. મીરાંએ એ વિષ પીધાં પણ એને એની અમર ન થઈ અને બીજા ઉપદ્રવોમાંથી એ શ્રદ્ધાને બળે ઉગર્યાં.

મીરાંબાઈનો એ વિષપાનથી દેહાંત થયો એમ કેટલાકનો મત છે. અને મરતાં મરતાં એ વિષ આણનાર વણિકને મીરાંબાઈએ શાપ આપ્યો કે તારા કુળમાં સંપત્તિ અને સંતતિ બંને સાથે નહિ રહે. અને કહેવાય છે કે હજુ પણ બીજવર્ગી વાણીઆઓમાં એ શાપને લીધે સંપત્તિ ને સંતતિ સાથે હોતાં નથી. પણ મીરાંબાઈનો દેહાંત વિષપાનથી થયો એ વાતનો કંઈ આધાર જણાતો નથી.

રાણાજીના આ પ્રયત્નો ઘણો વખત ગુપ્ત ન રહી શક્યા, અને તે પ્રકટ થતાં મીરાંબાઈને ચિત્તોડમાં વધારે વખત રહેવું યોગ્ય લાગ્યુ નહિ. તેથી તીર્થયાત્રાને બહાને તેમણે તે તજ્યું. પ્રથમ પોતાને પીયર મેડતે રાવ વીરમજીને ત્યાં જઈ રહ્યા. રાવ વીરમજી અને તેમના પુત્ર જયમલે મીરાંબાઈનો સત્કાર કર્યો અને આદરપૂર્વક રાખ્યાં. અહીં પણ મીરાંબાઈ પાસે સાધુસંતો અને ભક્તો આવતા. કદાચ આ રીત તો રાવ વીરમજીને પણ બહુ નહીં ગમી હોય અને તેથી જ મીરા મેડતામાં પણ બહુ વખત રહ્યાં લાગતાં નથી. ત્યાંથી એ મથુરા, વૃંદાવન વગેરે સ્થળોએ ફરીને દ્વારકા જઈ રહ્યાં લાગે છે.

મીરાંબાઈનો ઇતિહાસ સંવત ૧૬૦૦ સુધીનો મળે છે. સંવત ૧૫૯૫ થી ૧૬૧૮ સુધીમા જ્યારે મેડતા વિગ્રહમાં સપડાએલું હતું ત્યારે મીરાં ક્યાં હતા એની કોઈને ચોકસ માહિતી કોઈ સ્થળે

મળતી નથી. પણ એ સમયમાં ઘણુંખરું એ દ્વારકામાં જ રહ્યાં હશે, એવું અનુમાન થઈ શકે છે. ભુરીદાન નામના એક ભાટના કથન પ્રમાણે એમનો દેહાંત સંવત ૧૬૦૩ માં થયો. તાનસેન અને તુલસીદાસવાળા પ્રસંગને સત્ય માનતા તો **મીરાંબાઈનો** દેહવિલય સંવત ૧૬૨૦ થી ૧૬૩૦ પહેલા થયો નહીં હોય એમ પણ માનવાને કારણ મળે છે.

**મીરાંબાઈના ચિત્તોડત્યાગ** પછી **ચિત્તોડમાં** આંતર અને બાહ્ય વિગ્રહો બહુ જ વધી પડયા હતા. **મીરાંબાઈ** જેવા ભક્તને રંજાડવાનું **અને ચિત્તોડ** ત્યાગનું આ ફળ છે, એ માન્યતા દિવસે દિવસે **ચિત્તોડમાં** વધારે ને વધારે પ્રસરતી ગઈ. સંવત ૧૫૯૨ માં રાણા **વિક્રમાદિત્યને** મારી વનવીર નામના એક ખવાસે ગાદી પચાવી પાડી હતી. કુમાર ઉદયસિંહ એ વખતે બાળક હોવાથી **પન્ના** નામની એની ધાવમાતાએ એને છુપાવી રાખ્યો હતો. એણે વયમાં આવતાં વનવીરને મારી, ગાદી પાછી લીધી. પણ **મુસલમાનોના** હલ્લા તો એક પછી એક આવ્યા જ ગયા. **મીરાંબાઈ** જેવા ભક્તની પદપંક્તિઓ **ચિત્તોડની** ભૂમિ ઉપર પડે તો આ બધા ઉપદ્રવો શાંત થાય એમ સર્વને લાગવા માંડયું, અને તેથી **મીરાંબાઈને** તેડાં મોકલાયાં. **મીરાંબાઈએ** આ તેડું ન સ્વીકારતાં, રાણાએ ફરી બ્રાહ્મણો તેડવા મોકલ્યા. **મીરાંબાઈએ** છેવટે ના જ પાડી ત્યારે બ્રાહ્મણોએ લાંઘણ કરવા માંડી. **મીરાંબાઈ** ખિન્ન હૃદયે દ્વારકાનાથની રજા લેવા મંદિરમાં ગયાં અને—

"સાજન સુધ જ્યોં જાને ત્યોઉં લીજે હો"—એ પદ ગાતાં ગાતાં એમના પ્રિયતમ ગિરિધરલાલની મૂર્તિમાં મીરાંબાઈની મૂર્તિ સમાઈ ગઈ.

મીરાંબાઈના આ પ્રકારના મૃત્યુની વાત સત્ય છે કે રૂપક એ ચર્ચાસ્પદ વિષયને કોઈ ભવિષ્યના લેખક માટે રહેવા દઈશું.

* મીરાંબાઈને નામે ઘણી દંતકથાઓ પ્રચલિત છે. એને સંક્ષિપ્તમાં નીચે આપવાનો પ્રયત્ન કર્યો છે. વૃન્દાવનમાં જીવા

ગોસ્વામી અથવા રૂપ ગોસ્વામી નામના કોઈ ચૈતન્ય સંપ્રદાયના બાલ બ્રહ્મચારી રહેતા હતા. યાત્રાર્થે ગએલાં મીરાંબાઈને એમનાં દર્શન કરવાની ઇચ્છા થઈ અને કહાવી મોકલ્યું. ઉત્તરમાં પોતે બાલબ્રહ્મચારી હોવાથી સ્ત્રીનું મુખ જોતા નથી, એવું સ્વામીએ કહાવ્યું આથી મીરાંએ કહાવ્યું કે હું આજ સુધી એમ જાણતી કે વ્રજમાં શ્રીકૃષ્ણ એક જ પુરુષ છે. આપ બીજા પણ વસો છો તે આજે જ જાણ્યું. સ્વામીએ લજ્જિત થઈ પટનો ત્યાગ કરી મીરાંબાઈ સાથે વાર્તાલાપનો આનંદ લીધો. બીજી રીતે એમ પણ કહેવાય છે કે મીરાં આજ્ઞા માગી આશ્રમમાં રહ્યાં. ગોસ્વામી મીરાંના શિષ્ય થયા છે એમ લોકો માનવા લાગ્યા, પણ મીરાં તો એ પોતાના ગુરુ જ છે એમ કહેતાં.

એક બીજી વાત એવી છે કે તાનસેન અને શાહ અકબર મીરાંના યશથી આકર્ષાઈ તેને મળવા વેષ બદલી ગયા હતા, અને મીરાં સાથે સંગીત અને જ્ઞાનની ચર્ચા કરી ઘણા પ્રસન્ન થયા હતા. અકબરશાહનો જન્મ સવત ૧૫૯૯ અને રાજ્યાભિષેક સંવત ૧૬૧૨માં થયો હતો. આ વાત ખરી હોય તો મીરાં આ સમય પછી પણ વિદ્યમાન હતાં એમ માનવાને કારણ મળે છે.

બાઈએ તુલસીદાસની સલાહ મગાવવા પત્ર લખ્યો હતો અને એમના પ્રત્યુત્તરથી દઢતા પામી, ચિત્તોડ છોડયુ હતુ. પણ આ વાત ખરી લાગતી નથી. તુલસીદાસે રામાયણની શરૂઆત સંવત ૧૬૩૧માં કરી અને એમનુ મૃત્યુ સંવત ૧૬૮૦ મા થયુ. એ જોતા મીરાંબાઈનો અને એમનો સમય એક નહોતા એમ જણાય છે.

લગ્ન પછી શ્વસુરપક્ષ તરફથી કુળદેવીનુ પૂજન કરવાનું મીરાંબાઈને કહેવામા આવ્યુ. પણ મીરાંબાઈએ ગિરિધરલાલ શીવાય બીજાને ન નમવાની પોતાની પ્રતિજ્ઞા જાહેર કરી. મીરાંબાઈનો શ્વસુરપક્ષ સાથેનો મતભેદ તે ઘડીથી જ શરૂ થયો, અને રાણાએ ક્રોધે ભરાઈ એમને ભૂતીયામહેલમા જુદો નિવાસ આપ્યો. આ વાતમાં પણ વજુદ હોય એમ દેખાતુ નથી. કારણ કે એક બીજી વાત પણ ચાલે છે એ ઉપરથી મીરાં રાણાને એટલા બધાં અળખામણાં થઈ પડયાં હોય એમ દેખાતુ નથી.[1] કોઈ પંડિતે રાણાને કાગળ લખ્યો હતો, તેમાં ' સા " અક્ષર હીંગળોકથી લખ્યો હતો. એનો શો અર્થ હોઈ શકે, એ રાણાને કોઈ પણ કહી શકયુ નહિ. છેવટે રાણાએ એ કાગળ મીરાંબાઈને બતાવવા મોકલ્યો. મીરાંબાઈએ તરત જ એનો અર્થ કર્યો કે ' લાલ ' ની જોડે ' સા ' મુકીને ' લાલસા ' વાંચો. લખનારે આ રીતે પોતાની ઇચ્છા વ્યક્ત કરી હતી. રાણાજી મીરાંની આવી ચતુરાઈ જોઈ ઘણા જ આનંદ પામ્યા.

મીરાંબાઇનાં નણંદ પણ મીરાંબાઇની નિંદા સાંભળી, તેમને મનાવવા ગયાં પણ ત્યા જતા તે પોતે જ ભક્તિમાં ગળી ગયાં, એવી પણ એક કથા છે.

મીરાંબાઈના ચમત્કારની પણ ઘણી વાતો લોકોમાં પ્રસિદ્ધ છે. મીરાંબાઈના ભક્તો મીરાંબાઈને ગિરિધરલાલ સાક્ષાત મળે છે એમ માનતા. મીરાં, વાત કરતા હોય તેવીજ રીતે, મનના સર્વ ભાવો મંદિરમાં

1 ભાનુસુખરામ

ગિરિધરલાલ પાસે વ્યક્ત કરતાં, તેથી અથવા બીજા કોઈ કારણથી, આવી કથાઓ પ્રચલિત થઈ હશે. એકવાર રાણાને પણ આવી શંકા થઈ કે મીરાં તેના આવાસમાં કોઈ પુરુષ સાથે વાત કરે છે. રાણા ક્રોધાયમાન થઈ તરત જ તરવાર લઈ મીરાંના મહેલમાં દોડયા અને મીરાંનો આવાસ તપાસવા માંડયો પણ એમની દૃષ્ટિએ કોઈપણ પડયું નહિ. રાણાએ મીરાંને પુછ્યું, ' આવે વખતે જે પુરુષની સાથે વાત કરી રહ્યાં હતાં તે કયાં છે ? " મીરાં કહે, " મારા પ્રભુ ગિરિધરલાલ તો સર્વત્ર વિરાજે છે. તમારી દૃષ્ટિની સામે પણ છે." રાણાએ ચારે તરફ જોતાં કોઇને ન દીઠું એટલે ખડગ લઈ મીરાંને મારવા દોડયા, પણ તેમને એક મીરાંનાં એચાર મીરાં દેખાયાં. ( બીજી રીતે પલંગ પર નરસિંહ રૂપ દેખાયું ) રાણા ભયભીત થઈ જતા રહ્યા. જતાં જતાં કહેતા ગયા કે તારા ઇષ્ટિદેવ તો બહુ ભયાનક છે. અમારા કુળદેવને તું કેમ પૂજતી નથી ?

રાણાએ ડબ્બીમાં શાલીગ્રામને બદલે સર્પ મોકલાવ્યો પણ તે મીરાંના ભક્તિપ્રભાવથી શાલીગ્રામ જ થઈ ગયો. ચરણામૃતને નામે વિષ મોકલ્યાં પણ તે અમૃત રૂપે જ મીરાંને પચી ગયાં.

એક વાર એક સાધુએ મીરાંબાઈ પાસે આવીને કહ્યું કે મને ગિરિધરલાલે સ્વપ્નમાં તમારૂં દુઃખ દૂર કરવાની આજ્ઞા કરી છે. તમે તેનાં દાસી છો અને હું તેનો દાસ છું. માટે મારો સ્વીકાર કરો. મીરાંએ કહ્યું કે પ્રભુની આજ્ઞા મારાથી લોપાય નહિ, પણ તમે પ્રથમ ભોજનાદિકથી નિવૃત્ત થાઓ. મીરાંએ તેને આહારાદિથી તૃપ્ત કર્યા, પછી સાધુમંડળની વચ્ચે બેઠા અને તે સાધુને કહ્યું કે નિ:શંક થઈ આપને જે આજ્ઞા મને કરવી હોય તે કરો. સાધુએ તેને એકાંતમાં જવાનું સુચવ્યું. મીરાંએ કહ્યું કે મારા ગિરિધરલાલ ન હોય એવું એકાંત સ્થળ હું આખા વિશ્વમાં પણ દેખતી નથી, તો એવું એકાંત હું કયાંથી લાવું ? સાધુની વિષયેચ્છા આવા ગર્ભિત

ઉપદેશથી ગળી ગઈ અને માના કરી મીરાંને ચરણે પડ્યો. ભક્ત-મંડળમાં આનંદ થયો અને મીરાંએ પ્રેમભક્તિની ધુનમાં ગાયું કે "દરદ ન જાને કોઈ."

મીરાંના આવા આચરણોથી દુઃખી થઈ, રાણાએ એને દેહત્યાગ કરવાનું કહાવ્યું. તેથી દુઃખી થઈ મીરાંએ ગામ બહારની નદીમાં મૃત્યુની ઇચ્છાએ ઝંપલાવ્યું પણ કોઈ દેવદૂતે તેને ઉગારી, અને એને કહ્યું કે હજુ તારે સંસારમાં ઘણાં કાર્યો કરવાનાં બાકી છે, અને ભક્તિનો મહિમા પ્રસારવાનો છે. ભાન આવતાં મીરાંએ પોતાના દેહને યમુનાતટે જોયો. મીરાં ત્યાંથી વાટ પુછી વૃંદાવન ગયાં.

મીરાબાઈને નામે આવી આવી ઘણી વાતો પ્રચલિત છે. પણ આપણા દેશમાં તો ભાગ્યે જ કોઈપણ સંતજન કે મહાપુરુષની આસપાસ આવી કથાઓના તાર વીંટાયેલા ન હોય. આપણો ઘણો-ખરો ઇતિહાસ લોકકથા રૂપે સચવાએલો છે. અને એવી વાતોમાં દરેક જણને મુળ વાતમાં કૈંક ઉમેરવાની કે ઓછું કરવાની લાલચ થયા વિના રહેતી નથી. પરિણામે ઇતિહાસમાં ઇતિહાસ કરતાં દંતકથાનો ભાગ વધારે હોય છે.

કુંભારાણાની સુંદર મહારાણીની પ્રેમભક્તિ અને સંસારત્યાગમાં જેટલો અદ્ભુત રસ છે તેટલો ભોજરાજની વિધવા રાણીના આત્મ-સમર્પણમાં ઘણાંને નહીં લાગે. વિધવાને કર્મે તો તપ, વ્રત અને ભક્તિ લખાયેલાં જ છે, એવી કૈં માન્યતા આપણા સમાજમાં આવી ગઈ છે. પણ હિંદુસ્તાનના ત્રણે ખુણે નામ પ્રસરાવનાર આ સ્ત્રીના જીવનમાં તે વ્યક્તિત્વમાંથી અપૂર્વતા જુદી જુદી કથાઓની ચાળણી-માંથી ટપકી રહ્યા વિના રહેતી નથી. અને એની કવિતાનો રસ તો થોડે કે ઘણે અંશે સરકાર જેટલો જ અગત્યનો લોકહૃદયને થઈ પડ્યો છે. કવિતા શું, એ સમજ્યા ત્યારથી મીરાંના નામ અને પદની ઓળખાણ શરુ થાય છે, અને જીવનમાં અનેકવાર એનાં પદ રસના

લાલિત્યમાં ડૂબી જનો આશ્વાસન શોધે છે. ઉત્તર, પશ્ચિમ અને પૂર્વના " મીરાં કે પ્રભુ ગિરધર નાગર " એ કડીની ધૂન જેના કર્ણમાં એક વાર પણ ન પડી હોય, એવા નર કે નાર કોઈ હશે ખરાં ?

## [1]મીરાંબાઈ રચિત ગ્રંથો તથા પદોની યાદી:—

૧. નરસિંહજી કા માયરા : નરસિંહ મહેતાનું મામેરૂ જુદા જુદા રાગપદમાં છે. તેની પ્રથમ કડીની બીજી પંક્તિમાં છે કે " નરસિંહકો માયરો મંગળ ગાવે મીરાં દાસી " અને તેની પાંચમી કડી ઉપરથી જણાય છે કે તે ભક્તિકથા પોતાની મિથુલા નામની સખીએ ભક્તોને સંભળાવી હતી.

૨. જયદેવકૃત ગીત ગોવિંદની ટીકા : આ ટીકા કુંભારાણાએ કરી છે, એમ પણ કહેવાય છે. તે સાથે મીરાબાઈને નામે પણ લોકો ચઢાવે છે. તેથી જ લાગે છે કે મીરાનો અને કુંભારાણાનો સંબંધ લોકોએ માન્યો હશે અને પ્રચલિત થયો હશે.

૩. રામગોવિંદ : પંડિત ગૌરીશંકર માને છે કે એ ગ્રંથ કવિતાનો હતો, તે મળતો નથી.

૪. પરચુરણ પદો તથા ભજનો : કહેવાય છે કે જોધપુરના દરબારમાં મીરાંનાં પદો તથા ભજનોનો સંગ્રહ છે. તે પદો તથા ભજનો તથા આપણા વાંચવામાં અને સાંભળવામાં આવે છે તે મીરાંકૃત છે પણ તેમાં કેટલાંક ક્ષેપક પણ છે, તથા ઘમાઈ ઘમાઈને હિંદી મારવાડી અને ગુજરાતી શબ્દોથી મિશ્રિત થએલાં છે.

---

૧ ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાના 'મીરાબાઈ' માંથી આ યાદી લીધી છે.

## એસ્પેશીઆ :

## સ્ત્રીઓમાં એક વસંતાવતાર

જે નગરમાં વસંતોત્સવ ઉજવાય, જ્યાં વસંતે રંગેલાં અંગ અને હૃદયનાં દર્શન થાય, જ્યાંનો જનવર્ગ જીવનમાંએ વસંતની વાટ જોતો થયો હોય, ત્યાંના લોકોને વસંત વીશે ને વસંતની ભાવના વીશે શું કહેવું? કોઈને વસંતમાં વિલાસ જણાય, કોઈ વસંતના ઉત્સવ ઉજવે, કોઈ પોતે વસંતનો વિજય કરે કે પોતાના પર વસંતનો વિજય થવા દે, કોઈ જીવનમાં વસંત માણે કોઈને સૃષ્ટિ પર વસંત ઉતારવાના કોડ હોય, કોઈના આયુષ્યની વસંત બેસવાની હોય, કોઈના હૈયાં સદાય વસંતરંગી હોય, એમ સૌના જીવનમાં કોઈને કોઈ સ્વરૂપમાં સદાય વસંત પધારે છે; અને જીવનપ્રદેશમાં વસંતના વાયુ પોતાની સુગંધ મુકતા મુકતા વાય છે.

ને એ વસંત દેશ દેશની જુદી જુદી હોય છે. દરેક માનવવર્ગની જુદી હોય છે. દરેક ખંડ વસંતના રંગ અનોખા હોય છે. કોઈની વસંત લાંબી, કોઈની ટુંકી, કોઈની એકરંગી, કોઈની વિવિધરંગી અને કોઈની ક્ષણજીવી હોય છે.

વસંત આવે ત્યારે નવી પુષ્પપાંદડીઓ અને નવા આદર્શોથી તેનું આવાગમન સૂચવાય છે અને સૌ તેથી વસંતને ઋતુરાણીની ઉપમા આપે છે.

જીવન ને વસંતને આવો નિકટ સંબંધ છે. માનવોની કે માનવોના કોઈ વર્ગની વસંત મહોરે ત્યારે, સૃષ્ટિ વસંતમાં નવપલ્લવિત થાય તેમ, તેમના નિત્યજીવનમાં નવા ફેરફાર થાય છે; અને એક વાર આમ પ્રગટેલી વસંતનું પુનરાગમન કયારે ને કયારેએ થયા વિના રહેતું નથી. સૃષ્ટિની વસંતની માફક પ્રતિવર્ષે તો નહીં પણ અનેકવાર–વારંવાર જનવર્ગમાંના એવા કોઈ સુભાગી આત્મામાં નવા ભાવો–નવા આદર્શોના ફાલ આવે છે. એ ફાલમાંથી પડેલાં બીજોમાંથી કોઈ રહે, કોઈ જાય કોઈનો ઉપર થર ચડે કોઈ પૃથ્વીના પડમાં દટાઈ નાશ પામે. વસંતની માફક માનવજીવનનીએ એવી એક અનંત વાર્તા છે.

પણ આપણે આ સૃષ્ટિના અને માનવોના મહાકુલની વાતો જવા દઈએ આપણે તો માનવોના એક નાના ગણાતા, છતાં મોટા વર્ગની–સ્ત્રીવર્ગની વસંતવાર્તા માંડીએ. ના, તેમનીએ આખી ફુલી-ફાલી નવપલ્લવ વસંતની નહિ પણ સુંદર અને કોમળ છતાં ચિર-સ્મરણીય એવી વસંતની પ્રથમ કુંપળની એ કુંપળરૂપે–એક વસંતા-વતારલેખે-આજથી ચોવીસસો વર્ષ પૂર્વે શ્રીમના સુવર્ણ યુગને નામે ઓળખાતા યુગના અધિષ્ઠાતા પેરીક્લીસની પત્ની ઍસ્પેશીઆને આપણે ઓળખીશું.

કોઈ કહેશે કે ભરતખંડનો જનવર્ગ વસંતોત્સવ ઉજવે ત્યાં દૂરની એ સ્ત્રીનાં સંભારણાં શા માટે ?

ઉત્તર અઘરો નથી. વસંત જેમ એક જ દેશનો વારસો નથી તેમ માનવકુલના વસંતાવતારો પણ એક જ સ્થળે ઉતરતા નથી. ભારતનો સ્ત્રીવર્ગ જ્યારે જીવનમાં વસંત પ્રગટાવતો હોય ત્યારે પૂર્વે સૃષ્ટિના એક ખુણામાં પ્રગટેલી, એમના જેવી દશા અને સમયનો

ભાસ આપતી, પહેલી વમનની કથા અસ્થાને શાને કહેવાય? અને કોઈ દેશની કે જાતિની વમતકથાને બદલે સ્ત્રીવર્ગની વમતકથા તો એટલા માટે કે પોતાના વર્ગ તરફ કોને પક્ષપાત નથી હોતો?

પણ એસ્પેશીઆને ઓળખતા પહેલા એના સ્થળકાળને અને સમાજમાં સ્ત્રીઓની થઈ ગયેલી સ્થિતિમાં વસતી તે સમયની સ્ત્રીઓની સ્થિતિને જોઈએ

એસ્પેશીઆનો સમય એટલે ગ્રીસની–ખાસ કરીને એથેન્સની સત્તાનો, સંસ્કૃતિનો, કલાનો સુવર્ણયુગ

પણ આ સુવર્ણયુગમાએ સ્ત્રીઓની સ્થિતિ તો પગ તળેની રજકણ જેવી જ હતી આજે ભારતમા છે તેમ એથેન્સની સ્ત્રીઓથી તે વખતે બહાર નીકળી શકાતુ નહીં તેમનાથી પરપુરુષની સાથે વાત ન થઈ શકતી વાત થઈ શકતી નહી એટલુ જ નહી, પણ તેને મુખ સુદ્ધા ન બતાવી શકાતુ તેમને કેળવણી બીલકુલ મળતી નહી તેમનાથી ઘર રાખવા અને છોકરા ઉછેરવા સીવાય બહારની એક પણ વસ્તુમા ભાગ લેવાતો નહી. એ બધુ તો 'હીટાઈરી' નામથી ઓળખાતો આજની અશિષ્ટ ગણાતી સ્ત્રીઓની સમાન પદવીએ લેખાતો સ્ત્રીવર્ગ જ કરી શકતો

અને એ 'હીટાઈરી' વર્ગમાં માત્ર અશિષ્ટ વર્ગની જ નહી પણ એથેન્સમા પરણી આવેલી પરદેશી સ્ત્રીઓનો પણ સમાવેશ થતો એથેન્સમા તે વખતે એવો કાયદો હતો કે એથેન્સના વતનીથી એથેન્સ શહેર બહારની કોઈ વ્યક્તિ સાથે કાયદાપૂર્વક પરણી શકાતુ નહી બીજા કોઈ શહેર કે ટાપુની ઉત્તમ વર્ગની સ્ત્રી પણ એથેની અનને પતિ તરીકે સ્વીકારે તો તે 'હીટાઈરી' સ્ત્રીમા ગણાતી *

આ કાયદો એસ્પેશીઆને મળ્યા પહેલા પેરીક્લીસે પસાર કરાવ્યો હતો એ કાયદાના એ જ ફરમાનથી એથેન્સમા પરણી આવેલી કેટલીએ પરદેશી ગૃહિણીઓને તેણે ' હીટેરી ' વર્ગમા મુકી, કેટલાએ ઘરો તેથી ભગાયા ને એ પાપનું પ્રાયશ્ચિત પોતાની પ્રિયતમા પત્નીને એ અધમ સ્થિતિમા જોઈ–તેને આખી જીંદગી સુધી કરવુ પડયુ *

---

જ્ઞાતિના માણસ સાથે પણ લગ્ન થઈ શકતા નથી દાખલા તરીકે દશા અને વીસાઓ બીજી દરેક રીતે આચાર વિચાર, ધર્મમા સરખા હોવા છતા માંહો માંહ પરણી શકતા નથી

* એ સબંધી છેલામા છેલી શોધનો સાર ગરટ્રુડ એથરટન તેના પુસ્તક “The Immortal Marriage” ની ઐતિહાસિક નોંધમા આ પ્રમાણે આપે છે —

*The conclusions of modern scholars who have made her social status a matter of exhaustive research are these* "While her irregular marriage with Pericles may have made her a hetaera under the law, she was not one by profession Her position was much the same as that of the morganatic wife of a prince in subsequent times Adolf Schmidt seems to have settled the question once for all The attacks of the comic poets who were allowed more licence than our yellow press—were directed partly by hatred of Pericles partly by resentment that a member of a thoroughly despised sex should possess the "virtues" of a man In all ancient literature there is no authority for the prevalent belief, so facilely accepted, that she was a professional hetaera except these same comic poets Plato and Xenophon speak of her with the greatest respect As the glory and prestige of Athens declined her men of genius were forgotten, to be resurrected later

આ 'હીટેરી' સ્ત્રીઓને એક પ્રકારનું સ્વાતંત્ર્ય વધારે મળતું. તેઓ કેળવણી લેતી, તેઓ નૃત્ય, ગાન, ચિત્ર વગેરે કળાઓમાં પારંગત થતી, તેમને વાંચતાં લખતાં આવડતું, તેઓ પડદા વગર બહાર જઈ શકતી, તેઓ પુરુષોની સાથે છૂટથી ભળી શકતી. એથેન્સના સરદારી પુરુષો ઘરના સ્ત્રીવર્ગના અજ્ઞાનથી કંટાળી આવી સ્ત્રીઓની મૈત્રી શોધતા.

એસ્પેશીઆ પણ જન્મથી એથેનીઅન નહોતી, પણ મીલેટસ નામના ટાપુમાં જન્મી એથેન્સમાં આવીને વસી હતી. મીલેટસની સ્ત્રીઓ આજની સ્વતંત્ર સ્ત્રીઓની જેમ ઘણા પ્રકારની છૂટ ભોગવી શકતી. મીલેટસ તે વખતે એશીઆમાઈનોરનું, સૌન્દર્ય અને કલામાં સૌથી પ્રથમ પંક્તિએ આવતું શહેર હતું. એસ્પેશીઆ ત્યાંના તવંગર વતની એક્સીઓકસની પુત્રી હતી. ત્યાં તેને નૃત્ય, ગાન, કલા અને બીજી અનેક પ્રકારની કળાઓ શીખવવામાં આવી હતી. સ્ત્રીઓના

---

by the Romans. When interest in those great poets, architects, sculptors revived, as well as in their patron Pericles, Aspasia too was remembered, and libidinous minds accepted without question the savoury libels of the comic poets. Plutarch was the most careless offender. On one page he states that her house was full of young harlots; on another that Pericles never left the house nor returned to it without kissing her, which certainly intimates that she lived under his roof. Is it to be imagined that the First Citizen and virtual ruler of democratic Athens kept an assignation house? It is astonishing that for twenty-four centuries scholars seem to have done no thinking for themselves where this remarkable woman was concerned.

—Historical notes to The Immortal Marriage

હુન્નરમાં તે એક્કો હતી. વાદવિદ્યામાં બહુ થોડા જ તેને હરાવી શકતા. તત્ત્વજ્ઞાન તેનો પ્રિય વિષય હતો.

એસ્પેશીઆ મીલેટસ મુકીને એથેન્સમાં કેમ વસવા આવી તેની ચોક્કસ માહિતી કોઈને નથી. કદાચ કલા, સંસ્કાર અને શૌર્યના શિખરે મનાતા શહેરમાં પોતાની બુદ્ધિ અને જ્ઞાન અજમાવવા તે પ્રેરાઈ હોય; કદાચ ત્યાંના મહાજનો અને બુદ્ધિશાળીઓના સંગમાં પોતાનો વિકાસ સાધવા તે આવી હોય. યુવાન અને આંજી નાંખતા વક્તૃત્વકલાના શિક્ષક તરીકે ત્યાં આવી તે પોતાની મેધાના ચમકારા ચારે પાસ વેરી રહી, અને એથેન્સના વિદ્વાનો અને કલાવિદો એના દરબારને શોભાવી રહ્યા.

એથેન્સમાં તે વખતે પેરીક્લીસનો સૂર્ય મધ્યાહ્ને તપતો હતો. ગ્રીસમાં અનેક સદીઓ સુધી સત્તા ભોગવતું સ્પાર્ટા નિસ્તેજ થયું હતું. પેરીક્લીસના રણકતા કંઠની વક્તૃત્વછટા, મુરલીથી પ્રેરાતા નાગની માફક એથેનીઅનોને ડોલાવી રહી હતી. એની રાજ્યદ્વારી કુનેહ અને ભવ્ય દેખાવથી દેશમાં અને દૂર દૂરના પરદેશોમાં એ જાણીતો થઈ ગયો હતો. આવો પુરુષ જ્યારે એસ્પેશીઆની બુદ્ધિછટાથી આકર્ષાય ત્યારે એ સ્ત્રી અસાધારણ હોવી જોઈએ એમ સહજ માનવાનું મન થાય છે.

તત્ત્વજ્ઞાનીઓને ધિક્કારનારો એરીસ્ટોફેનીસ તિરસ્કાર ને મજાકથી જગતને ડામતો છતાં પણ ત્યાં આવ્યા વગર રહેતો નહીં, અને બાલક આલ્સીબીઆડીસ જેવો રૂપાળો છેલ જેને પેરીક્લીસે ઉછેરીને મોટો કીધો હતો તે ગામગપાટાંથી આ મંડળની ગહન પ્રભાવલિઓમાં માનુષી તત્ત્વો ઉમેરતો.

એસ્પેશીઆ પેરીક્લીસને મળી ત્યારે પુરા પચીસ વર્ષની પણ નહીં હોય. પેરીક્લીસની ઉમર તો તે વખતે ઘણી મોટી–તેના કરતાં લગભગ પંદર વીસ વર્ષ વધારે હશે. એથેન્સમાં પેરીક્લીસ જેવો કોઈ નર તે વખતે નહોતો: એસ્પેશીઆ જેવી કોઈ સ્ત્રી પણ નહોતી. બંનેમાં લોકોને આકર્ષવાની અને દોરવાની શક્તિ હતી. બંનેમાં મહાન આદર્શો રચવાનું અને તેને પાર ઉતારવાનું બળ હતું. બંને સ્થળકાળની સાંકડી સીમાઓની પાર જોઈ શકતાં.

છતાં જે એકમાં હતું તે બીજામાં નહોતું. પેરીક્લીસમાં સખ્તાઈ અને એકલતા હતાં, એસ્પેશીઆમાં કુમાશ અને આકર્ષણ હતાં. આમ બંને કેટલેક અંશે સમાન તો ઘણી રીતે જુદાં હતાં. પણ એ સમાનતા અને જુદાપણું એકબીજાનું પૂરક હતું. બંનેએ એ જોયું અને બંને તેથી નજીક આવ્યાં.

એથેન્સના કાયદા પ્રમાણે લગ્નથી એસ્પેશીયા પરદેશી હોવાથી ગ્રીક સ્ત્રીની પદવી લઈ શકે તેમ નહોતું, છતાં આવાં બે આત્માઓને દૂર રાખવાને તે કાયદાનું કે સમાજનું બંધન પુરતું ન નીવડ્યું. પેરીક્લીસ એસ્પેશીઆને પરણ્યો.

કેંક વર્ષો સુધી આ બંનેનો સહચાર રહ્યો. શરીર, ઊર્મિ અને બુદ્ધિ એ ત્રણે એ સહચારને સમૃદ્ધ કરી રહ્યાં. પેરીક્લીસ મૃત્યુ પામ્યો ત્યારે જ એ સમૃદ્ધિ નષ્ટ થઈ.

એસ્પેશીઆની અસર પેરીક્લીસના આખા જીવનમાં ને તેનાં કાર્યોમાં વ્યાપી રહી. એનાં કાર્યોમાં તે ઉત્સાહ ભરતી; એના સખત

જીવનમાં તે કુમાશ આણતી અને તેની એકલતાથી દૂર ને દૂર રહેતા જનવર્ગની સાથે સંબંધમાં આવી બંને વચ્ચેની તે સાંકળરૂપ બનતી.

તે પેરીકલીસનાં ભાષણો તૈઆર કરવામાં મદદ કરતી. પેરીકલીસનું એક પ્રખ્યાત ભાષણ એનું જ લખેલું કહેવાય છે. એ દૂર યુદ્ધે ચઢ્યો હોય ત્યારે તેના મંત્રીની ગરજ તે સારતી. એ પાસે હોય ત્યારે સૂચનો ને સલાહ દ્વારા એનાં કાર્યોમાં તે સંપૂર્ણતા આણતી.

એથેન્સની આ કાળની જાહોજલાલી અવર્ણનીય હતી. દુનીઆના ઇતિહાસમાં બીજા કોઈ દેશે પ્રાપ્ત કરી ન હોય એટલી સમૃદ્ધિ અને સંપૂર્ણતા તેણે આ કાળમાં પ્રાપ્ત કર્યાં હતાં અને સદીઓ સુધી ચાલે એટલો કળા અને સંસ્કારોનો પાક તે જ કાળમાં ત્યા તૈઆર થએલો હતો. વિખ્યાત તત્ત્વજ્ઞાનીઓ, અપૂર્વ નાટ્યકારો, અદ્વિતીય શિલ્પીઓ, અજોડ વક્તાઓ, અપ્રતિમ ઇતિહાસકારો, અમર કવિઓ એ સૌ, કોઈ દૈવી ચમત્કારથી હોય તેમ, પૃથ્વીના આ નાનાશા ખુણા પર એક સામટા ઉતરી પડ્યા હતા. એથેનાના—સરસ્વતીદેવીના આ નગરે સર્જેલા સંસ્કાર અને સાહિત્યની અપૂર્વતાની આજ ચોવીસસો વર્ષે એ જગત ઝાંખી કરી શક્યું નથી.

અને એથેન્સની સત્તા તે વખતની દુનીઆપર જેવીતેવી નહોતી. આખી સુધરેલી દુનીઆમાં તેની આણ મનાતી. તેનો દરીઆઈ કાફલો ગ્રીસનું રક્ષણ કરવાને રાત્રિ ને દિવસ સજ્જ રહેતો અને એ સેવાના બદલામાં એથેન્સ ગ્રીસનાં બીજાં રાજ્યો પાસેથી ખંડણી ઉઘરાવતું. આખી દુનીઆના વેપારનું તે મુખ્ય મથક હતું. ઈરાનીઓના પ્રતાપી રાજાઓનાં હૃદય ઉંઘમાએ તેની અદેખાઈથી ફફડતાં. તેની સ્પર્ધામાં સ્પાર્ટા વગેરે બીજાં ગ્રીક રાજ્યોનાં અંતર બળતાં. તેના સૌન્દર્ય, શૌર્ય અને સમૃદ્ધિની હરીફાઈ કોઈ કરી શકતું નહીં. ગ્રીસની—એથેન્સની સત્તા અને સંસ્કૃતિનો તે વસંતકાળ હતો.

આ સઘળાનો વિધાતા પેરીકલીસ હતો. દુશ્મનોની સાથે સંધિ-વિગ્રહમાં જેવો તે નિપુણ હતો, જેટલો યુદ્ધ સમયે સૈન્યને દોરનારો તે ચતુર સેનાપતિ હતો, તેટલું જ એથેન્સની આંતર-વ્યવસ્થામાં તેનું બુદ્ધિકૌશલ્ય અપૂર્વ હતું. તેણે ઉદ્યોગોને વધાર્યા, તેણે પરદેશો સાથેનો વેપાર વિસ્તાર્યો, તેણે લોકસત્તાને વધારે વ્યવસ્થિત કરી. તેણે દરેક જણને મળી શકે તેવી રીતે ન્યાયને નિયંત્રિત કર્યો. તેણે કળાને પોષી, તેણે એથેન્સની આસપાસ દીવાલો બાંધી તેની સુદઢતા સાધી. તેણે શિલ્પ અને સ્થાપત્યના ઉત્તમ નમુનાઓને ઉત્તેજી તે દ્વારા શહેરની ભવ્યતા વધારી.

એસ્પેશીઆ તેનાં આ બધાં કાર્યોમાં ઓતપ્રોત થએલી દેખાય છે.

પણ જ્યાં સુખ હોય ત્યાં સુખને જોઈ બળનારા પણ હોય છે. અને આ સુખની લીલી વાડી જોઈ બળનારા જવાસાઓ પણ તે વખતે ઉગ્યા હતા. જેમ એસ્પેશીઆને વખાણનારા મહાજનો તે વખતે હતા તેમ તેની નિંદા કરનારા, તેને હલકી પાડનારા નાટકકારો –કોમીક પોએટ્સ–પણ હતા. એસ્પેશીઆની સ્વતંત્રતા તેમને ખુંચતી. એથેન્સમાં કોઈ સ્ત્રી આટલી છુટથી રહી શકે તે જ તેમને મન અશક્ય હતું. સ્ત્રીઓથી પુરુષને મુખ ન બતાવાય, ઘરની બહાર પગ પણ ન મુકાય એવો તે વખતે રીવાજ હતો, છતાં એસ્પેશીઆનું જોઈ બીજી કેટલીક સ્ત્રીઓ પણ આગળ આવવા લાગી હતી. એસ્પેશીઅને મળવા અને તેની વાતો સાંભળવા ઘણા પતિઓ તેમની પત્નીઓને તેની પાસે લઈ આવતા. એસ્પેશીઆનું સખીમંડળ પણ કૈં નાનું નહોતું. તે સ્ત્રીઓને શીખવતી; તેમના મગજમાં સ્વાતંત્ર્યનાં બીજો રોપતી; તેમના મનમાં નવી અભિલાષાઓ ઉત્પન્ન કરતી.

રુઢિરક્ષકોથી આ કેમ સહ્યું જાય? પેરીકલીસની ઉત્તરોત્તર થતી ઉન્નતિ પણ તેના દુશ્મનોની આંખમાં ખુંચતી. તેમણે "કોમીક પોએટ્સ" દ્વારા એસ્પેશીઆ પર નીચ હુમલા કરાવવા માંડયા.

તેના ઉપર એક આરોપ પેરીક્લીઝને સંતોષવાનો બીજી સ્ત્રીઓને એકઠી કરવાનો હતો * બીજો વધારે ગંભીર ગણાતો આરોપ

---

* And rumours were set afloat which represented her as ministering to the vices of Pericles by the most odious and degrading of offices There was perhaps as little foundation for this report, as for a similar one in which Phidias was implicated, though among all the imputations brought against Pericles this is that which it is the most difficult clearly to refute

But we are inclined to believe that it may have arisen from the peculiar nature of Aspasia's private circles, which, with a bold neglect of established usage, were com posed not only of the most intelligent and accomplished men to be found at Athens, but also of matrons, who it is said were brought by their husbands, to listen to her conversation, which must have been highly instructive as well as brilliant, since Plato did not hesitate to describe her as the preceptress of Socrates, and to assert that she both formed the rhetoric of Pericles and composed one of his most admired harangues The innovation which drew women of free birth, and good condition into her company for such a purpose, must, even where the truth was understood, have surprised and offended many and it was liable to the grossest misconstruction And if her female friends were sometimes seen watching the progress of the works of Phidias it was easy, through his intimacy with Pericles to connect this fact with a calumny of the same kind

—' Historians History of the World Vol III '

નાસ્તિકતાનો–દેવ દેવીઓમાં શ્રદ્ધા ન રાખવાનો હતો. આ આરોપનું મુળ એસ્પેશીઆના દરબારમાં એનાકઝાગોરાસ વગેરે સ્વતંત્ર વિચારના ઘણા તત્વજ્ઞાનીઓ એકઠા થતા તેમાં રહેલુ હતું. સામીઅન અને પેલોપોનીશીઅન વિગ્રહોમાં પેરીક્લીસે એથેન્સને ઉતાર્યું તે પણ તેની જ પ્રેરણાથી, એવો ત્રીજો આરોપ હતો.

શરુઆતમા આ આરોપો નિંદકોની જીભોએ શોધી કાઢયા અને પારકાઓ પર ધુળ છાંડીને જીવનારા મજાક કરનારા કવિઓએ ઉતાર્યા. એનું પ્રાબલ્ય એમણે એટલું વધાર્યું કે પેરીક્લીસના દુસ્મનોએ એસ્પેશીઆ પર એ આરોપો ઉઘાડી રીતે ન્યાયાસન પાસે નોંધાવ્યા.*

---

* The comic poets, as the chief organs of the opposition, engaged in this most merciless and unjust tirade against the party of the philosophers. None of their charges, however, can be said to have had any basis in fact, and all may easily be accounted for when the envy and hatred of the ignorant towards the beautiful and accomplished and independent woman is taken into consideration. In the Athens of the fifth century before our era, when people were just beginning to break away from the narrow conservatism of centuries, a woman who enjoyed an unheard of degree of liberty, and because of her talents slot regarded with admiration by the greatest men of the city, might well be the target for the grossest abuse. A vicious woman would be the last to undertake, as did Aspasia the study of philosophy, which, with Socrates, was the study of virtue.

—Mitchell Carroll's Woman in all Ages in all Countries.

આના આરોપો જેટલા શોધવા સહેલા છે તેટલા તેને નિર્મૂલ કરવા અઘરા છે જુઠું બોલનારને પોતાનું જુઠાણું સરસ રીતે વર્ણીને માત્ર ફેલાવવાનું હોય છે, અને એક જુઠાણું જાય તો બીજા હજારો જુઠાણા માત્ર મગજમાંથી જ પેદા કરવાના હોય છે નુકશાન તો માત્ર તેની સામે લઢનારને થાય છે એ જુઠાણાનો કાદવ જેમ વધારે ચોળાય તેમ તેના ડાઘ તો ખરી કે ખોટી બને રીતે માત્ર નિર્દોષ ઉપર જ પડે છે

પેરીક્લીસનો એસ્પેશીઆ પ્રત્યેનો પ્રેમ આ વખતે ખરી કસોટીએ તવાયો, એને એસ્પેશીઆ પોતાના જીવન જેટલી જ—કદાચ તેથીએ વધારે પ્રિય હતી તેણે ન્યાયાસન આગળ એસ્પેશીઆની વતી વકીલાત ચલાવી, અને તેને છોડવી

પણ શા ભોગે ? જે મહાનરની મુખકળા શત્રુઓ સાથે લઢતા કે પોતાના વહાલાઓના મરણ સમયે જરાએ બદલાઈ નહોતી, જેની સ્વસ્થતા દેવાધિદેવ જેટલી જ અભેદ્ય ગણાતી, જેની શાંતિ કડવામાં કડવા પ્રસંગોએ પણ છેદાઈ નહોતી, તેણે એસ્પેશીઆને માટે ન્યાયાસન આગળ વકાલત કરતા આંખમાંથી આંસુ સાર્યાં. ગૌરવ અને ભવ્યતાની સંપૂર્ણતામાં માનનાર એ શહેરમાં એ આંસુઓ કરતા દસ એસ્પેશીઆઓ ગુન્હેગાર હોઈને એ છુટી ફરે તો વધારે સારૂ એવું પેરીક્લીસના શત્રુઓને પણ લાગ્યા વગર રહ્યું નહીં હશે ઇતિહાસકાર થ્યુસીડાઇડીસ એસ્પેશીઆનો પ્રશંસક થતા અચકાય છે તે પેરીક્લીસ જેના અભેદ્ય વીરની આંખમાં આંસુ આણવાનું તે કારણ બની તેથી જ.

એથેન્સ પર આ પછી યુદ્ધના વાદળો આવ્યા, ઘણા કટોકટીના સમયમાંથી એને પસાર થવું પડ્યું, પણ આ દંપતીનું આંતરજીવન તે પછી શાંતિમાં પસાર થયું પેરીક્લીસની સત્તા છેક સુધી કાયમ રહી એના મરતી વખતના શબ્દો ' એસ્પેશીઆ ' અને ' એથેન્સ ' એ બે જ હતા.

પ્રો. ફેરોલે આ જ પ્રસંગને બહુ સુંદર શબ્દોમા નીચે પ્રમાણે વર્ણવ્યો છે :

" તે મગતા મુત્સદ્દીના વિચારમાં એથેન્સ અને એસ્પેશીઆ બંને સંકળાએલા હતા જેમ તેણે પહેલાને (એથેન્સને) મહાન બનાવ્યું તેમ તેણે બીજીને (એસ્પેશીઆને) અમર બનાવી. જો એસ્પેશીઆ અને પેરીકલીસના જીવનનો કયાણકારી સુયોગ ન થયો હોત, જો પેરીકલીસનો સ્વભાવ એસ્પશીઆની મૈત્રીથી મીઠો બન્યો ન હોત, જો તેની રાજનીતિ એસ્પેશીઆની કેટલેક અંશે બુદ્ધિ અને કેટલેક અંશે મસલાહથી ન ઘડાઈ હોત, જો તેના શોખ એસ્પેશીઆના કલાત્મક સ્વભાવના સહવાસથી સૂક્ષ્મ અને સસ્કારી થયા ન હોત તો જે કલાની કૃતિઓથી આજે તે નગર (એથેન્સ) મનુષ્યોની ભાવના ઉપર અપૂર્વ રીતે રાજ્ય કરે છે તે કૃતિઓથી તે શોભી રહેત નહીં. સ્ત્રીની અસર જ્યા ઘણી હોય ત્યા એ ઘણી ખરી મુગી હોય છે અને પુરુષ દ્વારા જ તે અસરકારક બને છે. તે "વાયોલેટ પુષ્પના મુકુટથી શોભતા નગરમા" એસ્પશાઆના કાર્યોનં પરિણામ

ગ્રીકોએ જગતને ત્રણ સ્ત્રીઓ આપી છે. વિનાશનો દાવાનળ પ્રગટાવનાર સૌંદર્યમૂર્તિ હેલન; સાહિત્યમાં પ્રથમ ફાલ આપનાર ઊર્મિગીતો ગાનારી કવિયત્રી સૅફો અને સ્વાતંત્ર્ય અને મરખાપણાનો દાવો કરનારી ઍસ્પેશીઆ. આ ત્રણે સ્ત્રીઓની વિખ્યાતિ એકબીજાથી જુદી છે છતાં એ ત્રણે સ્ત્રીઓનાં નામ અભ્યાસીઓની જીભે વસેલાં છે.

જગતના ઇતિહાસમાં સેંકડો વર્ષો સુધી દેશપરદેશમાં સંભારાય એવી સ્ત્રીઓના નામ આંગળીને વેઢે ગણાય એટલાં જ છે. ઇજીપ્તે કલીઓપેટ્રાના રૂપમા જ્વલંત વાસનાની ચીનગારી જગતને આપી. અદમ્ય અતૃપ્તિના અવતારસમી રશીઆની મહારાણી કેથેરાઈને પોતાના પાસના સંભારણાં જગતભરમા મોકલ્યાં. ફ્રાન્સે એક અને અદ્વિતીય એવી વીરતાની સાક્ષાત મૂર્તિ જહોન ઑફ આર્કને સર્જાવી. હિંદુસ્થાને સતીત્વનો આદર્શ સીતા, પ્રેરણાની જ્વલંત મૂર્તિ દ્રૌપદી; કાલ્પનિક છતાં સત્ય લાગતી મીઠી શકુંતલા અને પ્રણયમૂર્તિ રાધા : એમ ચાર સ્ત્રીઓ જગતના કીર્તિમંદિરમાં મોકલી. બીજી નાની મોટી અનેક પ્રતાપી સુંદરીઓની દેરીઓ ઉપર નાના કે મોટા સોના રૂપાના અનેક કીર્તિકળશો ચઢ્યા છે, પણ કારણે કે અકારણે, કોઈનાં તેજ આમના જેટલાં આખી દુનીઆ પર ફરી નથી વળ્યાં.

ઍસ્પેશીઆનું સ્થાન આમ જગતની પ્રખ્યાત સ્ત્રીઓમાં છે, એની આ વિખ્યાતિ એ સુંદર છટાદાર હતી તે માટે નહીં. જગતમાં સુંદર અને છટાગર સ્ત્રીઓનો તોટો કદી હતો જ નહીં—એ બુદ્ધિશાળી અને સરસ વાર્તાનાપ કરનારી હતી તેટલા માટે પણ નહીં—એવી સ્ત્રીઓ એક કે બીજા સ્વરૂપમાં બધે સ્થળે જડે છે—પણ સ્ત્રીજાતિની મહત્તાનુ ભાન કરાવનાર એ પહેલી હતી તે માટે એને મળી છે. આજની 'ઍફ્રેજેટ મુવમેંટ'નાં મૂળ આમાથી જડે છે, એણે સહેલાં દુઃખો અને નિંદાઓનું કારણ પણ એમાથી જ મળી રહે છે. આ જુદી નિંદાઓમાથી પ્લુટાર્ક જેવો લેખક એને ન્યાય ન આપી શક્યો.

ચોવીસ સદીઓ સુધી એની નિર્મલતા અંધકારમાં દટાઈ રહી. સ્ત્રીઓનું વ્યક્તિત્વ ઓળખનાર આ યુગમાં તેની કીંમત અંકાઈ અને છેલ્લી શોધખોળોએ આપેલાં પ્રમાણોદ્વારા તે સ્વીકારાઈ.

જ્યારથી સૃષ્ટિનો ઇતિહાસ જડે છે ત્યારથી સ્ત્રીઓની દશા પરાધીન આલેખાઈ છે. પુરુષ-સ્ત્રીને માટે કાયદા કરે. એમનો જીંદગીના બીજા વ્યવહારોમાંથી બહિષ્કાર કરાવે, એના રક્ષણનો ભાર પોતાને માથે લઈ એને નિર્બલ બનાવે, અને તેથી આખા સ્ત્રીવર્ગનું વ્યક્તિત્વ એવું કરમાઈ જાય કે વર્ષો અને સદીઓના અંધારા પછી અકસ્માતરૂપે કોઈ વ્યક્તિત્વશાળી સ્ત્રી ઝળકી રહે. કેટલી થોડી સ્ત્રીઓ સતીત્વના એક સર્વમાન્ય ગુણ શીવાય બીજી બાબતોમાં અમર થઈ છે એ ગણીએ ત્યારે ઉપરની વસ્તુસ્થિતિની તીવ્રતા બરાબર ધ્યાનમાં આવે છે.

અને તોએ આમ દબાએલી-કરમાએલી સ્ત્રીની અસર માનવજાત પર થોડી નથી. એણે ઇતિહાસ લખ્યો નહીં હશે પણ ઘણે સ્થળે ઇતિહાસની બીનાઓનો માર્ગ નિશ્ચિત કરનાર સ્ત્રીઓ હતી. એણે સાહિત્ય રચ્યું નહીં હશે પણ સાહિત્યનો જન્મ અને પ્રેરણા એને લીધે થયાં હતાં. તે જાતે કલાકાર નહોતી પણ ઘણી ખરી કલાઓનો ઉદ્દેશ સ્ત્રીની વિવિધતા અને ભાવોને ઝીલવાનો અને એક સંપૂર્ણ સ્ત્રીના આદર્શને મૂર્તિમાન કરવાનો હતો. સંગીતના સુરો સૌથી પહેલા તેના મગજમાંથી નહીં જન્મ્યા હોય તો મીઠાશ, કોમળતા અને ભાવસમૃદ્ધિથી એને સ્વર્ગીય બનાવનાર તો સ્ત્રીઓ જ હતી.

જે એકનિષ્ઠા સ્ત્રીમાં હોય છે જે મૃદુતા અને નમ્રતાથી તે દુ:ખો સહે છે જે ધીરજથી તે સંસાર ચલાવે છે, જે શ્રદ્ધા અને સ્નેહથી તે અન્યાયો સહે છે, જે આત્મભોગ તે ડગલે ને પગલે કરતી દેખાય છે, જે ખંતથી ઝીણી ઝીણી બાબતો અને વિગતોમાં આયુષ્યની અવધ પુરી કરે છે, જે સ્નેહ અને સહિષ્ણુતાથી સંસારના બધા તાપોને તે ગળી જાય છે, અને જીવનપર્યંત જે રીતે એ એક આદર્શને વળગી રહે છે એટલું અને એ રીતે તો માત્ર સ્ત્રીઓ જ કરી શકે.

પણ એસ્પેશીઆની મહત્તાનું એક બીજું કારણ કહેવાનું બાકી રહી ગયું.

આરંભકાળથી સ્ત્રી અને પુરુષનો સંબંધ માત્ર શારીરિક સહાનુભૂતિ પર રચાયો હતો. પુરુષ આત્માના વિકાસ માટે સૃષ્ટિમાં ફરે, માનસિક સમભાવ મિત્રોમાંથી શોધે અને શારીરિક વૃત્તિઓ સંતોષવાનો વિચાર એને થાય ત્યારે એને ઘર સાંભરે! અસલના કાળમાં સ્ત્રીને માટે સૌન્દર્ય શીવાય–પુરુષની આંખમાં ગમવા શીવાય–બીજી કોઈ વસ્તુ ખાસ આવશ્યક મનાતી જ નહીં. સુંદર સ્ત્રીને માટે પુરુષ યુદ્ધો લડે, સુંદર સ્ત્રીની શોધમાં પુરુષ જગતયાત્રા આરંભે અને છેવટે શોખના સાધન જેવી એક સુંદર સ્ત્રીને આણીને પોતાના ઘરમાં કોઈની દૃષ્ટિએ ન પડે તેમ સંતાડી રાખે.

એથી જગત જરા આગળ વધ્યું અને સ્ત્રીપુરુષોના સંબંધમાં ઊર્મિઓનો સમભાવ ઉમેરાયો. સુખ દુ:ખના સંવેદનો જે સાથે અનુભવે; સૃષ્ટિની નાની મોટી સુંદરતામાં જે સાથે રસ લઈ શકે; પ્રેમ કે ભક્તિના ગાન જે સાથે ગાઈ શકે; સંસાર ને સમાજના વ્યવહારોને જે એક દૃષ્ટિએ જોઈ શકે; એવી એવી બાબતો પર આ ઊર્મિનો સમભાવ મંડાયો છે. અને તેનાથી માત્ર શારીરિક સ્પર્શથી જુદો એવો છતાં હૃદયોને જે વધારે નિકટતાથી જોડી શકે એવો સંબંધ સ્ત્રીપુરુષ વચ્ચે સધાય છે.

ત્રીજી અને છેલ્લી સ્થિતિ તે બુદ્ધિના સહકાર પર રચાએલો સબંધ. વાસનાઓ અને ઊર્મિઓથી પર માત્ર સત્ય અને સત્વના વાતાવરણમા બે આત્માઓ સાથે વિહાર કરે—હવામા પંખીની જોડી તરતી તરતી ઉડે તેમ—અને દૂરદૂરના પ્રદેશોનુ સૂક્ષ્મ સૌંદર્ય વિશાલ દૃષ્ટિમર્યાદાને લીધે જોઈ શકે એવો સબધ પૃથ્વીની મલિનતાઓથી દૂર વ્યોમવિહારમા ઉડતા–તરતા બે આત્માઓ વચ્ચે જ શક્ય હોય છે લગ્નની આ છેલ્લી દશા કોઈક જ સ્ત્રીપુરષો અનુભવી શકે છે.

પણ લગ્ન એટલે સસાર અને સંસાર એટલે વ્યવહાર. મંદવાડ ને મૃત્યુ, બાલ્યાવસ્થા ને જરા, નિર્બલતા ને નિયંત્રણ, ક્ષુધા, તૃષા અને નિદ્રા એ સૌ સંસારવ્યવહારના સંગી માણસને જન્મથી મળેલો વારસો છે અને એ સંસારમાં બીજું બધુ વીસરી માત્ર બુદ્ધિના આઠે પહોરના સહચાર પર જીવન રચવું દુષ્કર–લગભગ અશક્ય છે. બુદ્ધિના સહકારની આ દશા આઠે પહોરની નહીં પણ વચ્ચે વચ્ચે અંતરાળે આવતી સવેદનની એક દશા છે. ખરું લગ્ન માત્ર વૃત્તિ અને ઊર્મિઓનું પોષક નથી તેમ માત્ર બુદ્ધિ પર પણ નભી શકે તેમ નથી. પણ વૃત્તિ, ઊર્મિ અને બુદ્ધિ એ ત્રણેની ત્રિગુણાત્મક અસરો વડે જ લગ્નનો આદર્શ સધાય છે.

પણ સંસ્કારી ગણાતા ગ્રીસમાં આજના ભારતકાળની જેમ શારીરિક લગ્નો કરવાની પ્રથા તે કાળે હતી. ઘર એ સુવાનું અને જમવાનું સ્થળ, પત્ની એ ઘર સાચવનારી અને પ્રજાને માટે આણેલી સ્ત્રી. પુરુષને સૌથી ઓછામા ઓછી વાત કરવાનો પ્રસંગ પોતાની પત્ની સાથે આવતો. ઊર્મિઓ અને બુદ્ધિનો સહચાર માત્ર પુરુષ મિત્રો-વચ્ચે જ શક્ય ગણાતો. તે વખતના જનો પોતાનાથી નાની વયના એક પુરુષ મિત્રને શોધી તેના પર પોતાની ઊર્મિ અને બુદ્ધિનાં જળ ઠાલવતા. લગ્ન કરતાં મૈત્રી તે વખતે પ્રથમ પદે ગણાતી. શરીર, ઊર્મિ અને બુદ્ધિ એ ત્રણેની મહાનુભૂતિવાળું ઇતિહાસમા પહેલી જ વાર નોંધાએલું લગ્ન એસ્પેશીઆ અને પેરીકલીસનું જ છે.

આમ એસ્પેશીઆથી પુરુષની ઇચ્છાને પોષનારી દાસી મટી તેની મિત્ર અને સહાયક થવાની ભાવના સ્ત્રીવર્ગમાં પહેલવહેલી જાગી. અને સ્ત્રીપુરુષોની લગ્ન વીશેની ભાવના-પરિવર્તનનાં બીજ તેનાથી નંખાયાં. ત્યારથી સ્ત્રી દાસી મટી સુહૃદ થઈ અને સુહૃદમાંથી અત્યારે સાથીમાં પરિવર્તન પામી છે.

અને એથેન્સની તે વખતની સંસ્કૃતિની ઘટનામાં એસ્પેશીઆનો ફાળો કંઈ જેવો તેવો ન હતો. જો કે સ્ત્રી પોતાના કાર્યપ્રદેશોની સાંકડી મર્યાદાને લીધે ઘણું ખરું પુરુષ દ્વારા જ પોતાના આદર્શો સાધી શકે છે અને એસ્પેશીઆથી પણ તેવી જ રીતે થયું. પણ જે સ્ત્રી પેરીક્લીસ જેવા પુરુષ-ઉત્તમ નરની પ્રિય પત્ની અને સહાયક હોય, જેને જગત આશ્ચર્યથી જોઈ રહ્યુ છે એવા પાર્થિનોનના મંદિરના વિધાયક ફીડીયાસ જેવા અદ્વિતીય કલાકારની પ્રેરક હોય; જે એનાક-ઝાગોરાસની પ્રિય શિષ્ય અને સોક્રેટીસની ગુરુ હોય; અનેક કવિઓ અને નાટ્યકારો જેના અભિપ્રાયને અમૂલ્ય લેખતા હોય અને બીજા સમકાલીન મહાન જનો એની સલાહનુ ઋણ સહર્ષ સ્વીકારતા હોય અને ઇતિહાસમાં જે અમર થઈ હોય તે સ્ત્રીની અમર એથેન્સના તે સુવર્ણયુગની સ્થાપનામાં અતિશય હોવી જોઈએ એમ લાગ્યા વિના રહેતુ નથી.

સ્ત્રીજનમાં પ્રથમ વસંતસમી એસ્પેશીઆના જીવનનો આ આદર્શ. આજનો નારીવર્ગ આવા કેટલા વસંતના આદર્શો સરજાવશે ?

# કવિવર શેલી

વાંચનાર ! કવિવર શેલી વીશે લખવાનું સાહસ કરું તો માફ કરશો ? સૂર્યને ઓળખાવવા આરસી ધરવા જેવો આ પ્રયત્ન તો નહીં લાગે ? જેણે શેલીનાં બધાં કાવ્યો પુરેપુરાં વાંચ્યાં નથી પણ માત્ર જે તેમાં ચંચુપાત કરી તેને ઓળખાવાની ધૃષ્ટતા કરે છે તેનો અનધિકાર સાબીત કરવા તો ઉદ્યુક્ત નહીં થાઓ ? ઉત્તર આપવાની હીંમત કરું તો આમ પુછું કે, સરિતાનાં જળની મીઠાશ પારખવા માત્ર પાત્રભર પાણી બસ નથી થતું ? અતૃપ્તિ રહે પણ સ્વાદ તો પરખાય

એની જીવનકથાને હું કરુણકથા કહું તો ચાલે. તમારા માનીતા અને તમને દિવ્યભોમમાં લઈ જનાર કવિની કથા કરણ ન હોઈ શકે ? એના એકલા બાલહૃદયની એકાંત તમને સુંદર લાગે તોએ દર્દભરી નથી લાગતી ? એના આખાએ જીવનમ આપણે શું જોઈએ છીએ ? એના ટુંકા જીવનનો બદલો શચિના રુપાળા પતિ સાથે પણ ન થઈ શકે. પણ તે તો આપણા માટે ને આપણા સ્વાર્થ માટે, તેથી તેની વેંના કે ઘડી ?

જગતે તેને અન્યાય કર્યો. જ્ઞાનધાત્રી મહાપાઠશાળાને પણ તેનુ વિચારસ્વાતંત્ર્ય હાનિકર અને ભયંકર લાગ્યુ. ચીલામાં પડયા વિનાની ઉગતી બુદ્ધિને તો કઈ સંસ્થા કે સમાજે સભય નથી જોઈ ? પણ જુની સંસ્કૃતિને નામે પ્રણાલિકાને સાચવી રાખનારાઓનો પણ કે દોષ કહાશે ? એ તો પરાપૂર્વનો અચલ નિયમ છે. એનાથી દબાઈ

જાય તેની બુદ્ધિની પ્રતિભા વીશે તો બે વાર વિચાર કરવો પડે. સંસ્થા કે સમાજ જે વિચાર કે વ્યક્તિનો બલપૂર્વક પ્રતિકાર કરે તેમાં જ તેમની જીતના નીશાન રહેલાં છે. ઑક્સફર્ડે ક્યાં તેમ નથી કર્યું ? જે નાસ્તિકતાના નિબંધ માટે એને ત્યાંથી કાઢી મુકાયો હતો તે આજ શેલીના સ્મરણાવશેષરૂપે દ્વિગુણિત ભક્તિભાવથી અને મગરુરીથી, ધર્મગ્રંથ જેટલી સંભાળથી, એ સો લખાયો હતો એની યાદગીરીમાં, સાચવી રખાય છે. એવા અન્યાય ચીરકાલ ટકતા નથી. કદાચ એવા અન્યાયો જ વધારે બલપ્રેરક બને છે. પણ આવા અન્યાયો સાંભળવામાં કોઈ ને કૈં રસ આવે છે ?

ત્યારે તમને એના પ્રથમ લગ્નની વાત કહું ? અઢાર ઓગણીસ વર્ષે એક હોટેલવાળાની છોકરી હેરીએટ વેસ્ટબ્રુક તેના પર આફ્રીન થઈ. બાપના જુલમથી કંટાળી તેણે શેલીની મદદ માગી કવિનો કોમળ આત્મા એના દુ:ખથી ધવાયો. એણે એને છોડવી અને સંરક્ષક-વૃત્તિ કે ઉત્સાહના આવેશમાં એ તેને પરણ્યો. ગમે તેમ પણ તે પરણ્યો. પછી સંરક્ષકવૃત્તિનો નીશો ઉતરી જતા ભાવનાઓ ને હૃદયના ફેર ભાગ્યા નહીં, અને પત્ની અને પોતાની વચ્ચે પુરાઈ ન શકે એવી ઉંડી ખાઈ એણે જોઈ. શું કામ એ એવો કલ્પનાશીલ અને ભાવના-મય થયો એવું તો તમે નહીં જ પુછો. એના જેવો આત્મા પોતાના અર્ધાંગ વગર કેમ ચલાવી શકે ? અધુરો રહે કે સુકાઈ જાય. એવું ન થયું એ જગતનુ સદ્‌ભાગ્ય.

આ વાત કરવી એ તે કૈં નિંદા કહેવાય ? એણે કર્યું ને આપણે કહીએ છીએ. આપણી પાસે તો નીતિનું ધોરણ છે, પણ કૈં હૃદયનુ ધોરણ કયુ છે કોઈએ ? અને આવી રસભરી ચર્ચા પર મન આપ્યા વિનાએ કેમ રહેવાય ? આપણાથી વધારે મહાન્ લાગતો હોય તેની વાત જરા સારીના દેખાવ સાથે કે સ્વર ધીમો કરીને કરીએ; એટલું નમતુ આપીએ તે કૈં થોડુ છે ?

પણ આપણે ચર્ચા કરતાં પહેલાં શેલીની જ વાત પુરી કરીએ. એણે એ લગ્નમાંથી છુટવાને શું કર્યું ? એણે પોતાના આત્માનું અર્ધાંગ શોધ્યું. વ્યવહારનિપુણ જ્યાં વિચાર કરે ત્યાં એ પોતાના અંતરના અવાજને માન આપી એની પ્રિયતમા—મેરી ગોડવીન—ને લઈને નાઠો. પોતાની શક્તિઓને આવરતી સર્વ વસ્તુઓ પાછળ મુકી, એ જીવન-સખીને લઈ જીવન સફલ કરવા નીકળી પડયો. આખી દુનીઆની સામે ટક્કર ઝીલી પોતાની પ્રાણેશ્વરીની સ્થાપના એણે પોતાના જાદુઈ રાજ્યમાં કરી. એની પ્રેરકતાથી બળ પામીને એણે એવી સૃષ્ટિ રચી કે જ્યાં દૃશ્ય સૃષ્ટિ કરતાં મનુષ્ય વધારે વિરામ પામે છે. એને કાયર કોણ કહેશે ?

પછી બે વર્ષ હેરીએટ બીજાની સાથે રહી—તેનાથી વીખુટી પડી અને એના ત્રાસે કંટાળીને આત્મઘાત કર્યો. પ્રભુ પ્રેમમય છે છતાં એની જ સૃષ્ટિમાં એના રથનાં ચક્ર કેટલાંને કચડીને ચાલે છે?

કેટલાંક પરિણામો અનિવાર્ય હોય છે. એ પરિણામો આવવાનાં છે એમ જાણતાં હોઈએ છતાંએ આત્મા તરફના કેટલાક ધર્મ તજાતા નથી; તજે તો એ અધર્મ વધારે થઈ પડે છે, અને પરિણામ સુધરતા નથી.

આ પછી એ થોડાંક વર્ષ જીવ્યો. મેરીની સાથે એ પરણ્યો. એ જીવ્યો ત્યાં સુધી એ એની સહચરી—સખી રહી. એના મૃત્યુ પછી ભક્તની એકાગ્રતાથી એનાં સ્મરણોને એ સાચવી રહી. એના કાવ્યભંડારને એણે જાળવ્યો ને તેનો પુનરુદ્ધાર કર્યો. એક વાર જગતથી તિરસ્કારાએલાં એ બંને અમર પ્રેમીઓ આજ બ્રીટીશ પોર્ટ્રેટ ગેલેરીમાં વીરાજે છે અને જગતભરનાં યાત્રાળુઓ એમને અર્ધ્ય અર્પી કૃતાર્થ થાય છે.

એના સમયમાં થોડાઓએ એને વખાણ્યો, ઘણાએ એને વખોડ્યો. ટીકાકારોની તીખી ટીકાઓએ એનાં ગાત્રો બાળવા પ્રયત્નો માંડયા. જીવનસંગ્રામના આવા કલહો તો કોને નથી માંડવા પડતા!

મહાપુરુષો એમના સમયમાં નથી ઓળખાતા. એમના ગુણો કરતાં એમનાં સ્ખલનો તપાસવાની સમાજને વધારે દરકાર હોય છે. એમનાં કાર્યોની વિપુલતા કરતાં એમના દોષોનો સરવાળો હમેશાં વધી જતો લાગે છે. કોઈ પણ પ્રકારની મહત્તાને તપાસતાં સમકાલિન ટીકાકારોને પોતાનાં શસ્ત્રોને વધારે ધારદાર બનાવતાં મઝાહ પડે છે. પોતાને માટે નવા માર્ગ પાડનારને તો આ બધામાંથી બચવું અશક્ય જ બને.

ઘણા શેલીને અસ્થિર મનનો ગણે છે. કારણ એના પ્રેમનો ધોધ કોઈ સાંકડી નહેરમાં મમાઈ શકતો નહતો; અને તેથી એનાથી ઉભરાઈને બીજા ફાંટાઓમાંથી વહી જવાતું. એ જ્યાં જ્યાં વહ્યો ત્યાં ત્યાં રસાળતા પાથરતો ગયો છે. એને જ્યાં માર્ગ નથી મળ્યો ત્યાં એ ઉભરાઈ જઈ પાસેની વસ્તુઓને એના વેગમાં ઘસડી ગયો છે. મોટે ભાગે જનસમૂહની ઊર્મિઓની સેર બહુ ઝીણી હોય છે–થોડેક જઈ એ ધરતીમાં સમાઈ જાય છે કે સૂર્યના તાપમાં સુકાઈ જાય છે. અત્યંત વેગવાળા મહા ધોધની શક્તિ એ કેમ માપી શકે?

વાંચનાર! જગતનો શેલી વીશેનો અભિપ્રાય તો તેં ક્યારનોએ સાંભળ્યો છે. જગતની વિરાટ્ સમગ્રતાને ન્યાય આપવાની મારી અશક્તિ પર પણ તું હસે છે. મારી એકલી અલ્પતામાં એ કેવો લાગ્યો એ સાભળવાની તું ધીરજ રાખશે?

શેલી સૌન્દર્યદ્રષ્ટા હતો એમ ઓછામાં ઓછું તો એને માટે કહી જ શકાય. ઘણા ધન્ય આત્માઓએ સૌન્દર્યપૂજનમાં પોતાનું સમગ્ર આયુષ્ય ખર્ચી નાખ્યું છે પણ શેલીના સૌન્દર્ય–સાક્ષાત્કારનાં જાદુ એ સર્વથી કૈં જુદાં જ લાગે છે. ઘણાઓની કવિતામાં નરી ચાંદનીની સુધા ભરી હોય છે, પણ એજ ચાંદની વૃક્ષાવલિમાંથી ચગાઈને અને ચુંદડી જેવા ટપકાં પાડતી આવે, નવા નવા વાંકવળાટ આગળથી નવીનવી રમ્યતાઓ દેખાડે એ દશ્યમાં વશ કરવાની શક્તિ

વધારે છે. કોઈ સ્થળે છાયાઓઢણીથી શરીર સંતાડતા, કોઈ સ્થળે ચાંદનીના મદમાં મત્ત થઈ સૌન્દર્ય ઉઘાડું મુકતા ગિરિઓની વધૂઓ જેવી રમત જોવાય; કો સ્થળે તેજની પારદર્શક ચાદરમાં શોભતી કે અંધારપછેડા ઓઢેલી ખીણો અભિસારિકાની માફક, છેતરી છેતરીને આકર્ષે, સપાટ મેદાનમાં નિરભ્ર આકાશમાં મહાલતી ચંદાના નિરંકુશ ગામ્રાજ્યનાં દર્શનથી દૃષ્ટિ ઉન્મત્ત બને કે વાદળાંની વચ્ચેથી જરીક મુખ દેખાડી સંતાઈ જતી ચંદ્રિકાને જોઈ આતુરતા જાગે: એવા સૌન્દર્યનાં વિવિધ પ્રકારનાં દર્શન શેલીની કાવ્ય-જ્યોત્સ્ના વિના બીજે ક્યાં થશે? સૌન્દર્યનાં વિવિધ પ્રકારનાં દર્શન એ શેલીના કાવ્યનું ખાસ લક્ષણ છે, અને તેથી જ એને સૌન્દર્યદ્રષ્ટા કહી શકાય.

માત્ર વિદેશી સુમનો જેવું એકલું સૌન્દર્ય એનામાં નથી; પણ માધુર્ય ને ગાન એના કાવ્યના અંગેઅંગમાંથી નીઝરે છે. એના કલ્પનાવિમાનમાં બેસવાનો અધિકાર મળ્યો હોય તો સંકુચિત દૃષ્ટિમર્યાદાની સીમાઓનાં સાંકડાં બંધન તુટી જાય છે, અને એની એ વસ્તુઓમાંથી દિવ્ય ચક્ષુઓ મળ્યાં હોય તેમ સૌન્દર્યનાં નવાં તત્ત્વો અચાનક જડે છે.

મુખનો દૃષ્ટિપાત મેળવવાને ભાગ્યશાળી પણ થઈ શકાય છે. આવા ધન્યભાગ્યના મહભાગી કરનાર કવિવરનાં શાં શાં સન્માન કરાય?

ચંડોળ પક્ષીના મધુર દિવ્ય સૂર સમી શેલીની કવિતાનો દૂરનો સૂર પણ હૃદયને આહ્લાદથી ભરનારો અને ઉન્નત પ્રદેશમાં દોરનારો બને છે. શોકમિશ્રિત ઉલ્લાસથી એ ધ્વનિની હૃદયહારિતામાં અપૂર્વતા આવે છે. આકાશના ઉંડાણમાં નાદબ્રહ્મ ગાજે તેમ હૃદયના ઉંડાણમાં શેલી રમ્યબ્રહ્મ જગાડે છે. દૂર દૂર ઉડતાં પક્ષીના મધુર કીલકીલાટ સમો, વાતાવરણમાં મધુરતા પ્રસારતો એનો સ્વર મીઠાં ગુંજનોનાં આંદોલનો પ્રસરાવે છે. વેદોચ્ચાર સમા એના રમ્યમંત્રોથી સમાધિ ચઢે છે. પ્રભાતના સુખકર સમીર સમાં શાતા અને નવજીવન એના આત્મામાંથી વહે છે અને પરિતૃપ્ત કરે છે. પર્વતને ખોળે લાડતાં ઝરણાંની માફક એનામાંથી ઊર્મિઓના ઉછાળા વેગભર બહાર પડે છે અને રમતરમ્યા પથિકને તૃપ્તિ અર્પે છે. એના કાવ્યમય આત્મામાંથી અમૃત નીઝરે છે અને તેનાં પાન કરનારના આત્માની જરા એક ક્ષણવારમાં ઉતરી જાય છે.

પ્રભાતમાં ધ્યાન ધરતા ઋષિઓની ભવ્ય પવિત્રતા, મધ્યાન્હે કર્મોમાં પ્રવૃત્ત થએલા મુનિઓ સમી માનવતા અને સાયંકાળે સમાધિમાં સચ્ચિદાનંદનાં દર્શન કરતા મહર્ષિઓની અલૌકિકતા એ સર્વના એકત્ર ભાવોનું પ્રદર્શન શેલીના આત્મામાંથી પ્રગટે છે. ત્રણે કાળની મૃદુતા, શાંતિ, પ્રખરતા અને શક્તિ એનામાં મૂર્તિમાન્ થાય છે. કહીંક કાંઠાઓના બંધનમાં સરળ વહેતી, કહીંક એ બંધનોને ન ગણકારતાં વેગભર કુદતી, કહીંક ખડકોમાં અથડાઈ પડતું મુકતી, કહીંક વમળોના રૂપમાં ફુદડી ફરતી, કયાંક તીરે ઉભેલી વૃક્ષવનિતાઓને અરીસા ધરતી, કયાંક મનસ્વી અને લટકાળી ચાલે ચાલતી, ભૂમિને રસાળ કરતી, આકાશના વિવિધ રંગોથી શોભતી, પ્રકૃતિના સર્વ ભાવોમાં એકતા સાધતી સરિતાસમી એની કાવ્ય-સરિતાને નવેનવે રૂપે હૃદયને

ઘેરે છે. આશા નહીં રાખી હોય ત્યાં અચીંત્યા ભાવપલટાથી વિસ્મિત કરે છે. એના સ્રોતની પ્રબળતા ચિત્તને સબળતાથી ઘસડી જાય છે.

કવિ રસનો અધિષ્ઠાતા છે. પુષ્પમાંથી પરાગ પ્રસરે તેમ એ ઇચ્છે કે ન ઇચ્છે તોએ એના અંતરમાથી કાવ્ય નીતરે છે. સ્વભાવ-થી જ કવિ હોય તો જ કાવ્યો સ્વયંભૂ અને સહજ સ્ફુરે છે. દરપલે પ્રકૃતિને એ નવે સ્વરુપે દેખે છે. એના સર્વ માનસિક દશ્યોને એ વ્યક્ત ન કરી શકે તો એમા દોષ એનો નહીં પણ ભાષા અને દેહની મર્યાદિત સ્થિતિનો. જેટલા પ્રમાણમાં એ મર્યાદાઓને એ ઉલંઘે તેટલા પ્રમાણમા એની મહત્તા વધે. શેલીને આ નિયમે જોતાં એની મહત્તા માટે પ્રતીતિ થયા વિના રહેતી નથી. એની કલ્પનાઓની અખુટતા, એના શબ્દોનુ લાલિત્ય, એના ભાવની વિવિધતા, એનાં કાવ્યોની ગેયતા અને એ સર્વના સંમેલનથી આવતી અદ્ભુતતાથી એ કવિકુલમા અદ્વિતીય સ્થાનનો અધિકારી બન્યો છે.

પ્રકૃતિની માફક માનવી પણ પોતાના સ્વભાવમાં રહેલાં તત્ત્વોને વીકસાવે કે સાચો નીવડે તો સૃષ્ટાને પણ ઘડીભર પોતાના જગત તરફ આશ્ચર્યથી જોઈ રહેવું પડે. સામાન્ય જનને તો એનામાં રહેલા કોઈ વિશિષ્ટ તત્ત્વનું જ્ઞાન જ નથી હોતું, અને તેથી એવા વિરલ પ્રયત્નો તરફ એ શંકાની નજરે જુએ છે. પણ એમના સમય પછીએ જેમનાં સ્મરણ નષ્ટ નથી થતાં તે તો કોઈ પણ તત્ત્વનું પ્રતિનિધિત્વ દાખવનારા જનોનાં જ. એમની શક્તિના પ્રમાણમાં એમની સફલતા ગ્યાય છે. શેલીએ પ્રેમતત્ત્વ, સૌન્દર્યતત્ત્વ, કાવ્યતત્ત્વ, સ્વાતન્ત્ર્યતત્ત્વ પોતાનાં કર્યાં. એ અમર થયો તે તેમનાથી. એના ટુકા આયુનાં ચિરકાલનાં સંભારણાં એના સ્વભાવતત્ત્વ સાથે સારુપ્યથી જ એ મુકી ગયો.

સ્વાતન્ત્ર્ય એ એના જીવનનો ઉદ્દેશ હતો. એની સ્વાતંત્ર્યની વ્યાખ્યા દેહ જેટલી સાંકડી નહતી. આત્માને આવરતાં બંધનો પણ

એને ખુચતા એ જાણતો કે આત્મા સ્વતંત્ર હોય તો દેહના બંધન ટકતા નથી 'પ્રેમીથીઅસ અનબાઉંડ' એ આત્માના સ્વાતંત્ર્યની કથા છે કોઈ પણ પ્રકારના કાયદા નિયમોનુ સ્વરૂપ મુકી બંધનોનુ સ્વરૂપ ધારણ કરવા લાગે છે ત્યારે વ્યવસ્થાપાલનનો એનો ઉદ્દેશ સાધવાને બદલે તે કચરી નાખનારા બને છે કલ્પનાના બંધનરહિત પ્રદેશમા ઉડનારને મનુષ્યકૃત કાયદાના જડ પિંજરના સળીઆ કેમ ગમે?

એનેએ ઉદાસિન વૃત્તિઓ તો આવતી—આપણા કરતા ઘણી વધારે એવી વૃત્તિઓ આવતી આપણને આવે છે પણ તેને વાચા નથી હોતી એણે એમને શબ્દોથી આકાર અર્પી અમર કરી માનવ-હૃદયના સનાતન ભાવો એણે જુજવે રૂપે ગાયા આપણા અંતરમા એના પડવા પડે છે તેથી જ એની મહત્તાના માપ આપણે કાઢી શકીએ છીએ કલાકાર કે કવિની કલાની સાર્થકતા માનવહૃદયના અણકથ્યા ભાવોને મૂર્ત સ્વરૂપ આપવામા જ છે

માણસોથી પોતાની જાતને કોઈ પાસે વ્યક્ત કર્યા વિના રહેવાતુ નથી જેટલે અંશે ભાવોની સૂક્ષ્મતા વધારે તેટલે અંશે તેને વ્યક્ત કરવાની જરૂરીઆત પણ વધારે, અને તેથીએ વધારે તો વ્યક્ત કરવાનુ સ્થાન ખોળવાની મુશ્કેલી માણસ એકલો જીવી જ નથી શકતો કવિ લખે છે તે એ આશાએ કે નિરવધિ કાળમા કોઈક તો એને સમજનાર મળી જ આવશે યથાશક્તિ સર્વ જન આવા ભાવ-પ્રદર્શન કરે છે જગત્ આ આત્માના આવિર્ભાવની જુમ્બી પ્રેરણાને લીધે કેટલુ બધુ પામ્યુ છે?

* * *

મૃત્યુનો દેવ છેક નમેરો ન થયો હોત તો? સાગરે એના લાડકા પુત્રને ઘેર આણ્યો હોત તો? એની વસંત ઉઘડી ન ઉઘડી એટલામા એ કરમાઈ ન ગયો હોત તો? શેલી જીવ્યો હોત તો?

આ મહાકવિની કબરના દર્શન કરવા જતા અને એના પર નમી રહેલા એક પુષ્પને એની વિભૂતિની પ્રસાદીરૂપે ચુટતા હૃદય પર આલેખાએલા ભાવો વાચનાર ! તને કહું ?

દિલ્હીશ્વરે 'દીવાને ખાસ 'મા કોતરાવ્યુ હતુ કે "પૃથ્વી પર સ્વર્ગ જેવુ હોય તો અહીંઆ છે, અહીંઆ છે " શેલીની કબર માટે અતરીક્ષમા પણ એમ લખાયુ હશે કે—

દિવ્ય ગાયક, સૌન્દર્યનો દ્રષ્ટા અને સૃષ્ટા, પ્રણયફકીર, અખડ શાતિના મહચારમા સુતેલો અહીંઆ છે, અહીંઆ છે

વાણીના વરદાનવાળા, સ્વતત્રતાના ધ્વજવાહક, પ્રકૃતિતત્ત્વોથી પોષાએલા અને સાગરસુદરીના અકના અભિલાષી શેલીની દેહભસ્મ અહીંઆ છે, અહીંઆ છે

સનાતન ભાવોને જગાડનારા, વાયુની પાખે ઉડનારા, આકાશ સમી સુનેરી કલ્પનાઝલકથી સાશ્ચર્ય ડોલાવતા કવિના દેહની સુવાસ અહીંઆ છે, અહીંઆ છે

શૂરવીર અને સ્વાનુભવનો જ ઉપાસક, ગાનનો રસીઓ અને રસલહાણુ કરનાર, સહૃદય મિત્ર અને સ્નેહની વાટમા જ વિચરનાર શેલીની દેહગધ અહીંઆ છે, અહીંઆ છે

વાચનાર ! એના કાવ્યશરીરના સહવાસમા તે બે પલ સ્વર્ગના દર્શન કર્યા હોય તો આ તર્પણમા બે છાટા તુએ જરુર નાખજે

## આનાતોલ ફ્રાંસ

મલય પર્વતનો વાયુ ચંદન વૃક્ષની સુગંધ લઈ આવે, વૃક્ષો ન દેખાય છતાં ચિત્ત પ્રસન્ન થાય ને ગંધ પરખાય, તેમ ફ્રાંસની દૂરની ભૂમિમાંથી આવતી એક અપૂર્વ ફોરમથી માહિત્યવનના સહેલાણીઓનાં ચિત્ત એકદમ ચમક્યાં. આ સુવાસ કીમતી અને અણમોલ છે એવું ભાન ત્યારે એના ઉપભોગીઓને ન થયુ; પણ એ ગંધ કૈં જુદી જ છે એવુ લાગ્યા વિના તો તેમને ન રહ્યું.

પછી એક દિવસ ખબર આવી કે એ ગંધનો પ્રસરાવનાર 'નોબેલ પ્રાઈઝ' જીતી ગયો છે એટલે તેમણે આનંદથી શિર ધુણાવ્યાં. આપણા કવિવર ટાગોરે એ ઈનામ જીતી ભારતવાસીઓને મહાન માહિત્યકનું એક પ્રકારનું ધોરણ આપી દીધુ છે. એ ઈનામ જીતે તેના માહિત્યકપણામાં શી ખામી હોય ? વર્તમાન ફ્રેંચ લેખકોમાંથી આપણે જે બે જણને ઓળખીએ છીએ–ગાંધીજીના પ્રશંસક રોમે રોલાં ને 'નોબેલ પ્રાઈઝ'ના જીતનાર આનાતોલ ફ્રાંસ તે એજ. ત્યારથી હિંદુસ્તાનમાં મોં. આનાતોલ ફ્રાંસનાં પુસ્તકો વધારે વંચાવા માંડયાં.

શેક્સપીઅરની માફક ઉત્તરોત્તર અભિવૃદ્ધિ પામતી કલા, તેના વિજય અને પ્રાપ્તિઓની કથામાં જ આ મહાન સાહિત્યકનો જીવન-ઇતિહાસ રચાયો છે. કવિઓ અને લેખકો–જેમણે કલ્પનામય સૃષ્ટિ રચી હોય એવા લેખકો-ના જીવનવિધિના વારાફેરા અને અદ્ભુતતાથી

ભરેલી હોય એવી જનસમૂહની માન્યતા એમના જીવનમાં મારી નથી પડતી. પણ બહારથી નિયમિત દેખાતી પ્રકૃતિના અદ્ભુત વિકાસ અને પરિવર્તનો એમના અંતરમાંએ થયા છે ને પરિણામે એમણે એક નવી જ સૃષ્ટિ સરજાવી છે.

આનાતોલ ફ્રાંસ ૧૬ મી એપ્રીલ ૧૮૪૪ ને દિને જન્મ્યા. તેમના પિતા પુસ્તક વેચનાર હતા અને તેમની દુકાનમાં જાણીતા વિદ્વાનો ને ઉછરતા સાહિત્યકોની ચર્ચા સદા ચાલ્યા કરતી. સાહિત્યના સંસ્કારથી રસભર થઈ રહેલું ઘર છોડી ફ્રાંસ નીશાળે ગયા અને ત્યાં થોડીઘણી કેળવણી લઈ, જુવાનીમાં સાહિત્યની સૃષ્ટિમાં સ્થાન મેળવવા પ્રયાસ કરવા લાગ્યા.

તેમનું બાલપણ સ્વપ્નેલું હતું ને તેમને નીશાળે જઈ પાઠ કરવા કરતાં સ્વપ્ન જોવાનો વધારે શોખ હતો. સારા 'માર્ક' કે સારી 'રીમાર્ક' એમની નીશાળની પોથીમાં ભાગ્યે જ લખાતી એમના પિતાને આવા બાલક માટે બહુ ઉંચો મત ન હોય એ સ્વાભાવિક છે.

ફ્રાંસનો સ્વભાવ આ વખતમાં અતડો અને એકાંતપ્રિય હતો. દરેક વાતમાં એને ખચકાટ લાગતો. એમનાથી નીશાળમાં બાળકો સાથે બહુ ભળાતું નહીં ને રમતો એમને બહુ ગમતી નહીં. બધા ગમે તેમ આનંદ કરતા હોય ત્યારે આ સ્વપ્ન જોનારો છોકરો 'સોફોકલીસ' અને 'યુરીપીડીસ,' 'આસ્કીલસ' અને 'એન્ટીગોન' વાંચતો અને એ વાંચતાં વાંચતાં એ દિવ્ય સુંદરતાના સ્વપ્નમાં જોતો.

બાલક ફ્રાંસ પર પિતા કરતાં માતાની અસર વધારે થઈ હતી. એમના પિતા–ફ્રાંકોઈઝ નોએલ થીબોલ્ટ–રોમન કેથોલીક સંપ્રદાયના અને બહુ આસ્તિક હતા. પણ એમને બહુ વ્યાવહારિક ન કહી શકાય. પોતાની પુસ્તક વેચવાની દુકાનમાં બેસીને સારો નફો કરવા કરતાં સામા પક્ષ પર વાદવિવાદમાં સરસાઈ મેળવવામાં એમને વધારે આનંદ

આવતો. પણ એમની વ્યવહારુ બુદ્ધિની ખોટ માદામ થીબોલ્ટ પુરી પાડતાં. એમનામાં ઝીણી વ્યવહારબુદ્ધિ અને ધાર્મિકતા હતી. એ ઘરરખુ ગૃહિણી અને માયાળુ સંબંધી થઈ શકે તેવાં હતાં સુંદર થવાનું –દેખાવાનું–એમને ગમતું. બાલક ફ્રાંસને એ ખુબ વાર્તાઓ કહેતાં. એમને પોતાના પુત્ર પર અજબ શ્રદ્ધા હતી. આનાતોલ ફ્રાંસને લેખક થવાની પ્રેરણા કરનાર એ જ હતાં.

બાલકવયમાં પડેલી નાનામાં નાની છાપો મહાન ફ્રાંસે અખંડિત જાળવી રાખી હતી, અને નર્સથી માંડીને દૂરનાં સંબંધીઓનાં રેખાચિત્રો અને પોતાની બાલ્યાવસ્થાની ઝીણી ઝીણી વાર્તાઓ એમણે પોતાનાં પુસ્તકોમાં ઘણા સરસ રંગો પુરીને અમર કર્યા છે.

તેમની જુવાની શિક્ષકોની ચેષ્ટા કરવામાં અને શુષ્ક પદ્ધતિ પર અપાતી કેળવણી તરફ તિરસ્કાર કેળવવામાં ગઈ. પણ એમની ખરી કેળવણી અને ખરા વિકાસનું મુખ્ય સાધન તો પેરીસ શહેર હતું. ફ્રાંસ ફ્રેંચમેન હતા અને ફ્રેંચમેનની પેરીસભક્તિ તેમનામાં હતી.

પેરીસ શહેર ફ્રાંસ દેશમાં જે સ્થાન ભોગવે છે તે કોઈ દેશમાં કોઈ પાટનગર ભોગવતું નથી. પેરીસ ફ્રાંસનું હૃદય છે; ફ્રેંચમેનના જીવનનું કેંદ્રસ્થાન છે. 'પેરીસની બહાર કંઈ શીખવાનું હોતું જ નથી' એ ફ્રેંચોનું પરાપૂર્વથી ચાલ્યું આવતું દષ્ટિબિંદુ છે. સામાન્ય માણસ પોતાના પૂર્વજોના રહેઠાણ તરફ જે માન ને ભક્તિથી જુએ છે તેવા જ માનથી ફ્રેંચો તેમના પાટનગર તરફ જુએ છે.

ફ્રેંચોને પ્રેરે છે અને જોન ઓફ્ આર્ક ને નેપોલીઅન-ફ્રેંચોનાં આદર્શ સ્ત્રી ને પુરુષ-ફ્રેંચ પ્રજાને પ્રોત્સાહન આપે છે ને તેમનું જીવન ઘડે છે.

આ સ્મરણસમૃદ્ધ અને મરકારી શહેરમાં ગમે તે કથનકારની વૃત્તિઓ સતેજ થાય ને કેળવાય એમાં કૈં નવાઈ નથી. અને જો તે કથનકાર ફ્રેંચ હોય તો તે શહેર કરતા તેને બીજી કઈ પ્રોત્સાહક પરિસ્થિતિ જોઈએ? તેને તો તેના પથ્થરેપથ્થરમાં સર્જનની કહાણી નજરે પડે અને મો. ફ્રાંસને પણ તેમ જ થયું.

આ શહેરમાં તેમણે જીવનનાં વિવિધ ક્ષેત્રોનાં માણસની નિર્બલતાનાં, દુઃખનાં, વિયોગના, સુખની ચંચલતાનાં દર્શન કર્યાં. માણસમા રહેલા સનાતન ઈશ્કનો સ્થાયી અને અસ્થાયી રુપે ત્યાં તેમણે સાક્ષાત્કાર કર્યો, અને ત્યાં જ તેમણે અંતરનું સૌન્દર્ય કેળવ્યું. તેમનાં લખાણોમાં તે મજાક કરે છે, કટાક્ષ ફેંકે છે, તિરસ્કાર પ્રદર્શિત કરે છે પણ છતાં તેમાં મતભેદ, દુઃખ, સ્ખલન ને નિરાધારી તરફ તેમનાં ઔદાર્ય અને અનુકંપા દેખાયા વિના રહેતાં નથી.

નીશાળ છોડયા પછી ક્યાં સુધી તો શો વ્યવસાય સ્વીકારવો એ આનાતોલ ફ્રાસને સુઝયું જ નહીં. પિતાને આ બાળક માટે કૈં બહુ આશા નહોતી. માતાને મન તો એનો પુત્ર ગર્વમાં પ્રકાશવાને સર્જાયો હતો. પિતાના વ્યવહારુ સ્વભાવને પુત્રને એકદમ ઠેકાણે પાડવાની બહુ ઉતાવળ ન આવી. માતાએ ઘણા મોટા કામોને માટે સર્જાએલા પુત્રને એકદમ ઝંપલાવવાનું કૈં કહ્યુ નહીં. પરિણામે અભ્યાસ પુરો કર્યા પછી કૈં પણ વ્યવસાય વગર ક્યાં સુધી ફ્રાંસ ફરતા જ રહ્યા.

પણ આ વર્ષો કૈં એમણે નકામાં નહોતાં ગાળ્યાં. સાહિત્યરસિકોની મંડળીઓમાં તે ફરતા અને ઘણા ઉગતા સાહિત્યકોનાએ સમાગમમાં આવતા. એમના એ વખતના ઘણા મિત્રો તે પછીન અગ્રગણ્ય સાહિત્યકોમાં ગણાયા છે. એમને પણ સાહિત્યસેવાની ધુંન્નારથી લાગી. એમણે કવિ આલફ્રેડ દ. વી ના જીવનનું પહેલું

પુસ્તક ૧૮૬૬ મા લખ્યુ ફ્રાંસની શક્તિ આ વખતે બહુ ખીલેલી નહોતી એમણે ચોપાનીઆમા પણ પોતાના લેખો આપવા માડયા બી માર નામના પ્રકાશકને માટે કેટલાક જુના પુસ્તકોની ભૂમિકાઓ પણ એ લખતા, પણ આટલાથી નિર્વાહ પુરતુ કમાતુ અશકય હતુ

પણ એટલામા સન ૧૮૭૦ મા લઢાઈના મગળાચરણ થયા અને ફ્રાંસે કલમને બદલે તલવાર પકડી પણ ગોળાઓના વરસાદ નીચે પણ એ એમનો માનીતો વર્જીલ વાચવાનુ ચુકતા નહી એ વખતમા શાતિના ઉપાસક આ નરે યુદ્ધના બચાવમા એક પુસ્તક પણ લખ્યુ છે

ત્યાથી પાછા આવતા ફ્રાંસ સાહિત્યના ક્ષેત્રમા પાછા આવ્યા પણ એમને જે કામ મળતુ તે એમની જરૂરીઆતને પુરતુ ન હતું તેથી એમણે ૧૮૭૪ મા લક્ઝબર્ગની લાયબ્રેરીમા લાયબ્રેરીઅનની જગા સ્વીકારી એ જ લાયબ્રેરીમા પ્રથમથી કામ કરતા ત્રણ સાથીઓ હતા એમના વખાણમા માત્ર એટલુ જ કહી શકાય કે પોતાને માટે ઘણો ઉચો મત ધરાવનારા એ લેખકો હતા, પણ પરસ્પરને માટેનો તિરસ્કાર વિષયીએ વધારે ઉડો હતો પણ એ ત્રણ એક બાબતમા એકમત હતા પોતે કંઈ કામ ન કરતા—આનાતોલ ફ્રાંસ પાસે બધુ કામ કરાવવામા આવતુ છેવટે પરસ્પર વૈમનસ્ય અતિશય વધતું ગયુ અને આનાતોલ ફ્રાંસે એ સ્થળેથી રાજીનામુ આપ્યુ

મો આનાતોલ ફ્રાંસ આ વખતે વિદ્વાન વિનોદી, ચતુર, સારા સ્વભાવવાળા અને સરસ વાતચીત કરનારા લેખાતા આ બધા ગુણો, વિદ્વત્તા, મસ્કરીતા અને સુન્દરતા પારખવાની શક્તિ એ જીવનમા ઘણા કીમતી સદ્ગુણો છે મગજના શણગાર તરીકે તે સુદર પણ લાગે છે પણ પૈસા કમાવાને તો કામ જ કરવુ જોઈએ. મો ફ્રાંસે આવક વધારવાનુ એક બીજુ સાધન તા રુગેના શબ્દકોષ માટે કામ કરવાનુ શોધી કાઢયુ પણ એમાથી દર વખત પૈસા નહી

મળતા ને તેથી ભવિષ્યના આ મહાન લેખકને પાકશાઓની ચોપડી-માં લેખ લખી પૈસા મેળવવા પડતા.

મો આનાતોલ ફ્રાંસે ગદ્યરચના સાથે સાથે પદ્યરચના પણ કરી છે. એમના કાવ્યોમા સુરુચિ છે, કવિતા છે, કલ્પના છે અને ભાવો પણ છે પણ એમનું મહાન સાહિત્યકનું પદ તો એમના ગદ્ય લેખોએ જ એમને અપાવ્યું છે.

ફ્રાંસનું પ્રથમ લગ્ન જીન ગેરીનની ભત્રીજી સાથે થયું હતું. આ લગ્નથી એમને એક પુત્રી થઈ. શરુઆતમાં આ જોડું સુખી હતું પણ એમનું જોડાણ બહુ વખત ટક્યુ નહીં. ' માઈ ફ્રેંડસ બુક 'માં આ ગૃહજીવનનુ એક સુંદર ચિત્ર ફ્રાંસની કલમે દોરેલું છે. પણ આ જીવનની થોડી જ સુંદરતાઓ જે પળે એ અનુભવાઈ હોય તે પળ જતાં એનું એ જ આકર્ષણ ધારીને રહે છે.

આ બધાં વર્ષોમાં ફ્રાંસે એક પછી એક પુસ્તકો પ્રકાશવાનું કાર્ય પણ ચાલુ જ રાખ્યું હતુ. એક પણ એવું વર્ષ ખાલી નહીં ગયું હોય કે જેમાં તેમણે એક પણ પુસ્તક બહાર પાડ્યું ન હોય. અત્યાર સુધીમાં એ પુરતા વિખ્યાત થઈ ચુકયા હતા. મોં. ફ્રાંસ સન ૧૮૯૬ના ડીસેંબરની ૨૪ મીએ ફ્રાસની એકેડેમીના સભ્ય ચુંટાયા.

મોં. ફ્રાંસે મુસાફરી ખુબ કરી છે. સ્પેન ને ઈટલીથી તો એ પોતાના દેશ જેટલા જ પરિચિત છે. અમેરીકા અને ઈંગ્લાંડમાં પણ એ જઈ આવ્યા છે. ઈંગ્લાંડની એમની મુલાકાત દરમીઆન એમને પુષ્કળ માન મળ્યું હતુ. એમને માન આપવાની સભામાં મી. બર્નાર્ડ શો પ્રમુખ હતા. એ વખતે બનેલા એક અપૂર્વ બનાવનો ઉતારો જરૂર કરવા જેવો છે :

આનાતોલ ફ્રાસનું ભાષણ પુરું થતાં જ એક વિચિત્ર ને અદ્વિતીય પ્રસંગ ઉપજ્યો. સામાન્ય રીતે આનાતોલ ફ્રાંસને અને પ્રાકૃતિક સ્વસ્થતાને બાર ગાઉના છેટા ગણાતા; પરંતુ આ ઐતિહાસિક પ્રસંગે તો તેમણે સાગએ

જીવનની શારીરિક શકિત એક ક્ષણમા એવી રીતે વાપરી કે સૌ આશ્ચર્ય-ચકિત જ થઇ ગયા હાથ લબાવી 'ઇગ્લાડના મેનોઅર' તરફ તે આગળ વધ્યા અને એકદમ તેમને ગળે વળગી પડી તેના (બર્નાર્ડ શૉના) શરમથી લાલ બનના દરેક ગાલે એકએક ચુબન લીધુ. કદાચ રગભૂમિ ઉપર ઈશ્વરનું વજ્ર પડયુ હોત તોપણ આ અતિ રમણીય પ્રસગે ફેબીઅન્સો જેટલા આશ્ચર્ય-મુગ્ધ થયા તેટલા ન થયા હોત

મી શૉ—અતડા અને અસ્પર્શ્ય મી શૉ—સહેજ એક ક્ષણ માટે ગભરાયા; પરંતુ એક જ ક્ષણમા તેમણે સ્વસ્થ થઈ બેધડક અને આનંદપૂર્વક હર્ષની તાળીઓના ગડગડાટ વચ્ચે મો ફ્રાંસના આલિંગનનો પ્રત્યુત્તર વાળ્યો.

માર્ક રુથફોર્ડને ઇતિહાસપ્રસિદ્ધ ચુબનો, ઇઝરેલના ગળે વીંટાતો જોસેફ, એફેસસ ઉપર પોલને ગુરુજન તરફથી મળેલા ચુબનો, એકાંત વાતાવરણને સશબ્દિત કરતા રોમીઓ અને જ્યુલીએટના ચુબનો અદ્ભુત પરાક્રમો પછી પેનીલોપ અને યુલીસીસના હૃદયમીલનમાથી એક પણ સ્ટેનાપોર ખાતે થએલા ઈંગ્લાડના જ્યોર્જ ચોથા અને ફ્રાંસની લુઈ અરાઢમી સાથેના હૃદયાલિગન જેટલુ મહત્ત્વનુ આલિગન જણાતુ નથી. જો તે બર્નાર્ડ શૉ અને આનાતોલ ફ્રાંસના આલિગનો જોવા ભાગ્યશાળી નીવડયા હોત તો જરૂર આને વધારે મહત્ત્વનુ પદ આપત

આ પછીના આનાતોલ ફ્રાંસના જીવનના છેવટના અગત્યના બનાવોમા બે જ વસ્તુઓ નોધી શકાય ૧૯૨૦ મા મેડમોઝેલ એમા લે પ્રેવોટ સાથેના તેમના લગ્ન અને ૧૯૨૧ મા તેમને મળેલું 'નોબેલ પ્રાઇઝ' એક બીજો બનાવ પણ નોધવા જેવો છે ૧૯૨૨ની પાનખર ઋતુમા સાહિત્યકો અને બુદ્ધિમાનોની બનેલી દુનીઆ એક ખબર સાભળીને ચમકી કે આનાતોલ ફ્રાંસના બધા પુસ્તકો રોમન કેથોલીક સપ્રદાય તરફથી બહિષ્કારની યાદીમા મુકવામા આવ્યા છે એમા ન વપરાયો સારાસારનો વિવેક કે નહોતુ એમા કૈ ડહાપણ આનાતોલ ફ્રાંસના પુસ્તકોને તો એથી વધારે જાહેરાત મળી અને લોકોનુ ધ્યાન તેમના તરફ વધારે ખેચાયુ ઈંગ્લાડમા સપ્રદાયના આ જાતના ફરમાનોથી કૈ અસર ભાગ્યે જ થઈ.

પ્રો. આનાતોલ ફ્રાંસ યુદ્ધની વિરુદ્ધ છે અને છેલ્લા મહાયુદ્ધ વખતે એમના વિચારો કેટલાકને વિચિત્ર લાગતા. એમણે એમનાં પુસ્તકોમાં જેટલું પોતાનું વ્યક્તિત્વ ઉતાર્યું છે તેટલું કોઈ પણ મહાન લેખકે નથી ઉતાર્યું અને એમાં એમણે ધાતુના કીર્તિસ્તંભોથીએ વધારે ટકે તેવા સ્મરણસ્તંભો પોતાને માટે રચ્યા છે.

આનાતોલ ફ્રાન્સનું પહેલું વાર્તાનું પુસ્તક સને ૧૮૭૯ માં બહાર પડ્યું પણ તેણે બહુ ધ્યાન ખેંચ્યું નહોતું. લોકોએ તો એમના ૧૮૮૧ માં લખેલા 'ક્રાઈમ ઓફ સીલ્વેસ્ટર બોનાર્ડ' નામના પુસ્તકથી જ એમને ઓળખ્યા. આ વખતે આનાતોલ ફ્રાંસની ઉમ્મર ૩૭ વર્ષની હતી. એમના બીજાં પુસ્તકો 'માઈ ફ્રેંડ્સ બુક', 'પીએર નોઝીએર', 'લીટલ પીએરે', 'ધી બ્લુમ ઓફ લાઈફ' ઘણુંખરું એમની પોતાની જ જીંદગી પરથી લખાએલાં છે. 'થાઇસ' એમણે ૧૮૯૦ મા લખી. બીજું કોઈ પણ પુસ્તક ન રચ્યું હોત તોપણ આ પુસ્તકથી જ એમને જગતના સાહિત્યકોમાં અગ્રસ્થાન મળત.

'રેડ લીલી'એ પણ એમનું અતિશય આકર્ષક પુસ્તક છે. એમાં એ મહાન કલાકારનો શબ્દો અને ભાવો પરનો કાબુ અદ્ભુત રીતે જણાઈ આવે છે. આનાતોલ ફ્રાંસે બીજાં પણ ઘણાં પુસ્તકો લખ્યાં છે. આ નાના લેખમાં એ સર્વનો તો માત્ર નામનિર્દેશ જ થઈ શકે. એમાંનાં ઘણાંખરાંનાં અંગ્રેજીમાં ભાષાંતર થઈ ગયાં છે.

ઉપર લખ્યાં તે શીવાયનાં એમનાં વધારે સુપ્રસિદ્ધ પુસ્તકો નીચેનાં ગણી શકાય:–'મધર ઓફ પર્લ', 'એટ ધી સાઈન ઓફ રેન પેદોક', 'ધી ઓપીનીઅન્સ ઓફ જેરોમ કોઈનાર્ડ', 'ધી એમેથીસ્ટ રીંગ', 'પેન્ગવીન આઈલેન્ડ', 'ગોડઝ આર એથર્સ્ટ', 'રીવોલ્ટ ઓફ એન્જલસ', 'ક્રેકનબીલ' વગેરે વગેરે. આ શીવાય પણ એમના બીજાં ઘણાં પુસ્તકો છે. સાહિત્ય અને સાહિત્યકોની સમાલોચના કરતા એમના 'ઓન લાઈફ એન્ડ લેટર્સ'ના ચાર વિભાગ ભૂતકાલના સાહિત્યકોમા એમને અનેરું સ્થાન અપાવે છે.

મોં. આનાતોલ ફ્રાંસની શૈલી વિવિધ અને કલાત્મક છે. પણ એમનાં ઘણાં પુસ્તકોમાં એક આખી વાર્તા કરતા જુદા જુદા બનાવોની હાર જેવી–છુટાં છુટાં ફુલોની ગુંથેલી આખી પુષ્પમાળ જેવી–વસ્તુ-રચના વધારે પ્રધાનપદે હોય છે ને ઘણી વાર તો એક વિભાગને હાનિ ન પહોંચે તેવા છુટા સંબંધ વગરના વિભાગો પણ હોય છે. જાણે એક એક પ્રકરણ એક એક જુદી જ વાર્તા હોય એવું લાગે છે. એમનાં 'રેડ લીલી' કે 'થાઈસ' જેવા પુસ્તકો આ પ્રકારનાં ન ગણી શકાય એમાંથી તો એક પણ વસ્તુ કાઢી લઈએ તો આખી રચના જ બગડી જાય. પણ આવી છુટી કે એકત્ર ગમે તેવી રચનામાં એ પરિસ્થિતિના વર્ણન અને મનુષ્યસ્વભાવના દર્શન અદ્ભુત રીતે કરાવે છે. ઝીણામાં ઝીણી બીના કે આછામા આછો રંગ એ ખુબીદાર રીતે પુરે છે. માનવસ્વભાવની એ બધી નબળાઈઓ જાણે છે પણ બાલકોની ભુલો તરફ મોટાં હસે તેમ અડધી રમુજી, અડધી સહાનુભૂતિભરી રીતે ચીઢાયા વિના સહી લઈને એ નીરખે છે. બહારથી એ વિકભાવી ( cynical ) દેખાય છે પણ એની પાછળ હૃદયનો ધબકાર ચતુર જોનારને તરત દેખાઈ આવે એવો છે.

એમનો વિનોદ સૂક્ષ્મ, સચોટ અને આલ્હાદક છે, પણ એ પોતે ગંભીર દેખાઈને મસ્કરી કરનારની માફક પોતાની ગંભીરતાનો ડોળ કદી છોડતા નથી. દરેક વસ્તુનો–પવિત્ર પૂજ્ય ગણાએલી વસ્તુઓથી માંડીને જીવનની સામાન્ય બીનાઓ સુદ્ધાંતનો-એ ઉપહાસ કરે છે; ઘણી વાર આકરું લાગે તેવી રીતે. પણ ભવ્યતા અને સરલતાને માટે એમના હૃદયમાં જે ભાવ છે તે હોવાનો બહુ થોડા જ કલાકારો દાવો કરી શકે. એમનો પરિહાસ જેટલો આકરો છે તેટલો મહદયી પણ છે, પણ મિત્રભાવે કર્યો હોય તો : શત્રુભાવે કરેલા એમના કટાક્ષમા તીર કરતાએ વધારે તીક્ષ્ણતા હોય છે.

તાદશ્યતા આણવાની એમની શક્તિ અપૂર્વ કહી શકાય. છેક

બાલકથી માંડીને વૃદ્ધના સ્વભાવના એકેએક છાયાભેદથી એ પરિચિત છે. સ્ત્રીઓનો તેમણે ખાસ અભ્યાસ કર્યો હોય એમ લાગે છે-પણ જરા દયાહીન રીતે દરેક દરજ્જાની અને દરેક અવસ્થાની સ્ત્રીઓ એમની જિજ્ઞાસાનો વિષય છે અને સ્ત્રીઓનો એમને ઘણો પરિચય હોય એમ પણ લાગે છે

માણસના સ્વભાવમા રહેલા મનોભાવ ને ઇંદ્રિયવૃત્તિઓને એ સંતાડવાનો પ્રયત્ન નથી કરતા પણ દરેક ઝીણા ભેદને પણ એ પકડે છે ને ઉચ્ચારે છે ઇંદ્રિયવૃત્તિઓને એ ઘણીવાર પ્રધાનપદ–સક્ષોભ પમાડે તેવી રીતે–પણ આપે છે અને આ બધામા કોઈ કોઈ વાર નિર્દય હોય એવુ લાગ્યા વિના નથી રહેતુ એ શુદ્ધિના આડંબરવાળા (prudish) સ્વભાવને માટે એમને જરાએ દયા આવતી દેખાતી નથી ને તોપણ ઘણીવાર સરસતા ને કેટલીક વાર ભવ્યતાને શિખરે એ પહોચે છે ચિત્રકારની માફક નવાનવા ચિત્રફલકો માનદાશ્ચર્ય પમાડે તેવી રીતે એ ઝપાટાબંધ દૃષ્ટિ સમક્ષ ખુલ્લા મુકતા જ જાય છે ઘણી વાર વધારે પડતુ બોલી એ ગભરાવે છે ખરા, પણ તેથી એમની મહત્તાના શિખર પરથી ગબડાવી પાડવાની તો કોઈની તાકાત નથી

આનાતોલ ફ્રાંસને મન સૌથી ન માફ કરી શકાય એવો ગુન્હો સરસતાનો દ્રોહ છે, ને એ એક જ દેવીની ઉપાસનામા એમણે આખુ જીવન વ્યતીત કર્યું છે એમની કલાપરીક્ષા અને રસવૃત્તિ માટે તો બે મત હોઈ જ ન શકે

માણસ તરીકે જરાક આત્માભિમાની, કદાચ અહંકારી, સાં સ્વભાવના, ઘણા જ આકર્ષક વ્યક્તિત્વવાળા એવા કૈંક આપ એમને વગર જોયે કલ્પી શકીએ.

આવા સમર્થ સાહિત્યકો આપણા ગુજરાતમાં પણ ક્યા અવતરશે ?

# કવિ દલપતરામ ડાહ્યાભાઈ

જેમ કોઈ પ્રતિભાશાળી નરના આગમનથી યુગ શરુ થાય છે, તેમ એવા યુગનાં દ્વાર વાસવાનું કાર્ય પણ ઘણી વાર કોઈ એવા જ પ્રતિભાશાળી નરને હાથે બને છે. ઘણીવાર એ પુરા થએલા યુગનાં બધાં બળો એ નરમાં મૂર્તિમાન પણ થયાં હોય છે. એવા નરની દૃષ્ટિ ભૂતકાલમાંથી પ્રેરણા લે છે. નવા વેગના પુરની ઉન્મત્તતા આવાને બહુ ફાવતી નથી. કવીશ્વર દલપતરામને પણ કંઈક આપણે આ જ વર્ગમાં મુકી શકીએ.

એમનો જન્મ ઓગણીસમી સદીની શરુઆતમાં–સને ૧૮૨૦માં થયો હતો અને સદીના અંત સુધી–૧૮૯૮ સુધી–એમનો આયુષ્યકાળ પહોંચ્યો હતો. આ અઠ્ઠોતેર વર્ષના લાંબા જીવનકાળમાં, ટીપે ટીપે ભરાય તો એ લાંબે કાળે સરોવર થાય, એમ એમણે ઘણી કવિતાઓ રચી છે, અને એ સમયના ઉત્ક્રાંતિક્રમમાં એમણે બને તેટલો વેગ આપવા પ્રયત્ન કર્યો છે.

કવિ દલપતરામનો સમય એટલે જુનાં અને નવાં બળોની અને જુના અને નવા મતોની અથડાઅથડીનો કાળ. પશ્ચિમનાં નવાં બળો અને વિચારપ્રવાહોનું આક્રમણ તે જ કાળમાં આપણા દેશમાં થવા માંડયું હતું. આ નવો વા કેવી જાતનો વાય છે તેથી અજાણ જુના મતવાદીઓએ, સંસારમાં અને સાહિત્યમાં, આત્મસંરક્ષણના કાયદાને

વશ થઈને વિગ્રહ પણ તે જ કાળમાં સહજ રીતે આરંભ્યો હતો કવિ દલપતરામે જુના સાહિત્યમાના બધા બળો પોતાનામા મૂર્તિમાન કર્યા હતા એમનુ ખરુ સ્થાન તો, એક વાર આપણા પ્રમુખ મહાશયે કોઈક સ્થળે કહ્યુ હતું તેમ, પ્રાચીનોના છેલ્લા પ્રતિનિધિ તરીકે સાહિત્યમા ગણી શકાય

પણ એમણે પોતાની કવિતાનો ઉપયોગ ઘણોખરો તો નવા બળોને પોષવામા કર્યો છે એમની કવિતાનો ખાસ ઉપયોગ, રજન કરે છતા ઉપદેશ આપે અને ધીમી પણ દૃઢ રીતે અજ્ઞાનતાના મૂળ કાપે, એવો કંઈક છે.

એટલુ ખરુ કે એમની કવિતાનો જેટલો વિસ્તાર છે તેટલું ઉંડાણુ નથી ને તેમા જોશ-ભાવો સાથે વાચકને પણ ઘસડી જાય એવુ જોશ-નથી એનુ કારણ એમ કહી શકાય કે એમની કવિતાઓ અંત ક્ષોભને પરિણામે નથી જન્મેની પણ ગણિતશાસ્ત્રી જેવા ગોઠવાએલા મગજમાથી બરાબર વ્યવસ્થિત રીતે બહાર આણેની એ રચના છે। એમની કવિતાનો ઉદ્દેશ લોકોનુ અજ્ઞાન ટાળવાનો, વહેમ અને દુષ્ટ રીવાજો સામે લઢવાનો અને ચેતવવાનો, ઉપદેશ પણ આપવાનો અને કદાચ એક જબરદસ્ત હરીફ સામે ટકી રહેવાનો પણ હતો એવુ લાગે છે એમને 'ચાહોમ' કરવાને બદલે 'ધીરે ધીરે સુધારાનો સાર' સમજાવી લોકપ્રિયતા સાધવી હતી એમનો એ ઉદ્દેશ એમણે જીવનમા બરાબર પાર પાડ્યો, અને પ્રતિષ્ઠા અને લોકપ્રિયતા બને એમણે સાધ્યા પણ તેથી એમની કવિતા ઉશ્કેરો કરવાને બદલે લોકરજન કરીને જ સતોષ પામી છે તે તેથી આમ ઉપયોગિતાની દૃષ્ટિએ રચાએલી કવિતાઓનો રસ પણ, એમાંનું ઉપયોગીપણુ જતુ રહે ત્યારે ઓછો થાય એ સ્વાભાવિક છે

કવિ દલપતરામે પિંગળ અને અલંકારશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો, અને એમની કવિતા પિંગળના નિયમોને વશ રહેનારી અને અલંકારોની રમતમાં આનદ માનનારી છે. એમણે કેટલાક પ્રબધોના

ચોકડા રચીને પણ કેટલીક વિનોદ કરવાનો અને કરાવવાનો પ્રયત્ન કર્યો છે. આવી રમતોમા પ્રતિભા ન હોય-ન આવી શકે જુના વખતમાં કદાચ શિષ્ટ સાહિત્યનો આ એક પ્રકાર હશે. અને દલપતરામે પણ આવી શિષ્ટતા આણવાનો સરસ પ્રયત્ન આવી કવિતાઓમા કર્યો છે

કવિ દલપતરામ આપણને અત્યારે તો કવિ કરતા એક વડીલ જેવા-શીખામણ આપતા, સમજાવતા, ધીરે ધીરે આપણી હઠોને દૂર કરતા અને કદી કદી વિનોદ કરાવતા હોય એવા-વધારે લાગે છે. અને લોકોનો ભાવ કદ ડા ઉપરનો હતો તે ઘણુખરુ આ પ્રકાર હોવાને લીધે જ એમની કવિતામા ખામીઓ હતી કે નહીં એ જોવાનુ ભાગ્યે કોઈને મન થાય છે.

કવિને પ્રેરણા અને ઉત્સાહ આપી ટકાવી રાખનાર ફાર્બસસાહેબ હતા એ મનેનો મમધ કવિ અને નૃપ વચ્ચે હોય છે તેવા પ્રકારની મૈત્રીનો હતો કવિ નર્મદની સાથેના વિગ્રહને લીધે એમનામાં આગ્રહ અને ધારણાશક્તિ ઉત્પન્ન થયા ફાર્બસ સાહેબે એમની અભિલાષાઓને પોતાને જોઈએ તેવી રીતે વાળી જળસિંચન કર્યું અને આશ્રય આપ્યો આ ( ફાર્બસ સાહેબ ન હોત તો દલપતરામ કવિ તો રહેત પણ કવીશ્વરની પદ્દીએ કદાચ નહીં પહોચત ) એમણે પણ 'ફાર્બસ વિલાસ' અને 'ફાર્બસવિરહ' રચી પોતની કૃતજ્ઞતા પુરેપુરી દર્શાવી આપી છે

એમના જીવનમાં ને કવનમા તોફાનો નથી-આવ્યાં જ નથી કહીએ તો ચાલે ડાહ્યા દલપતરામમા આપણા પ્રાચીનોએ કેટનાએ હજારો વર્ષોના અભ્યાસથી સેવેલી શાન્તિ જ દૃગ્ગોચર થાય છે નર્મદની માફક એમણે કદી પ્રતોભનો જાણ્યા જ નથી અને તેથી એમને કદી માનભગ કે ગૌરવભગ થવાનો કે એમની સમતાને હલાવે એવા આત્મમથનો કરવાનો પ્રસગ જ આવ્યો નથી કુવિનના, પ્રતિષ્ઠા, ખ્યાતી, એમણે જીદગીના અત સુધી અનુભવી છે.

પણ એક વાત સહજ સ્ફુરે છે કવિવર નર્મદ જો આ જ અરસામા ન જન્મ્યો હોત તો કવીશ્વર દલપતરામમાં જુનાનું આટલું પ્રતિનિધિત્વ સ્પષ્ટ સ્ફુરત ખરુ કે? તેમજ એમની કાવ્યસરિતાનો પટ આટલો વિસ્તારવાનો પણ થયો હોત કે? નર્મદાશંકરે વિરુદ્ધભાવે કરેલી આ પ્રકારની અસર દલપતરામ પર કેટલી હશે તે તો કોઇ સમર્થ કાવ્યશાસ્ત્રી જ શોધી શકે આ પ્રસગે એ પ્રકારની ચર્ચા અપ્રાસંગિક ગણાય

કવિ દલપતરામે અગ્રેજીનો અભ્યાસ કર્યો ન હતો, પણ વિધવા-વિવાહની તરફેણમા મત દર્શાવવા જેટલા આગળ પડતા વિચાર તેઓ ધરાવતા હાસ્યરસને પણ એમની કવિતામા ઠીક સ્થાન છે. એમણે કોઈ પણ રસને નિરકુશપણે પોતાની કવિતામા વહેવા દીધો નથી, પણ દરેક રસનો જરૂર પુરતો જ, જાણે તોળીજોખીને કરતા હોય એવો ઉપયોગ કર્યો છે એમની સાહિત્યપ્રવૃત્તિ એમના છેક ઉત્તર વય સુધી, નેત્રો ગુમાવ્યા પછી પણ એમણે ચાલુ રાખી હતી. ગુજરાતી ભાષાના વિકાસમા એમનો ફાળો ઘણો સગીન હતો

આવા એક પ્રાચીન કાવ્યસાહિત્યકોમાના છેલ્લા પણ વિચારોમા કે નિરતારમા કોઈ રીતે ઉતરતા નહીં એવા કવીશ્વરને શ્રદ્ધા અને પ્રેમની નમ્ર અજલિ આપતા મને આનદ થાય છે.

અગ્રેજીમાં એક કહેવત છે કે "કોઈ મહાપુરુષ પોતાના દેશકાળ પહેલા જન્મતો નથી" એ વાતમા જેમ ગત્ય છે તેમ "કેટલાક મહા પુરુષો પોતાના દેશકાળને ઘડવાને જન્મે છે" એમ આપણે સુધારીને કહીએ તો એ વાતમા કઈ ઓછુ સત્ય નથી. જેમ એ યુગના બળો ઝીલીને પોતાના સ્વભાવ અને ચારિત્ર્યને ઘડે છે તેમ એના સ્વભાવ અને ચારિત્ર્યના વિશિષ્ટ તત્ત્વો સમાજમા નવા આદોલનો પ્રસરાવે છે. પ્રજાની પ્રગતિનો ઇતિહાસ તે આવા મહાપુરુષોએ પ્રગટાવેલા આદોલનોનો ઇતિહાસ. આજથી છ સાત દાયકા પૂર્વે, જ્યારે ગુજરાત પ્રગતિપથમા પહેલા જ પગલા માડતુ હતુ, ત્યારે જે આદોલનનો નર્મદે સગ્રામ્યા તેનાથી એનો વિકાસ કેટલો પાસે આવ્યો એ વાતનો ખ્યાલ તો એ વખતના સમનમગોનો અભ્યાસ કરીએ ત્યારે જ આવે છે.

નર્મદ સમયમૂર્તિ હતો, તેનાથીએ સમયને ઘડનારો વધારે હતો. ગરવી ગુજરાત—વખતે ગાડી ગણુતી ગુજરાત—મા તે વખતે ઘણી ઘણી વસ્તુઓની ખામી હતી. ગુજરાતી ભાષા તે વખતે ખીલેલી ન હતી ગુજરાતીમા પદ્યશાસ્ત્રનો અભ્યાસ કરવાનુ તે વખતે કઈ સાધન ન હતું. ગુજરાતી વાણીમા વિચારોને દર્શાવવાનુ સામર્થ્ય નહોતુ શબ્દોને સગ્રહે અને શબ્દોના અર્થ કહે એવો એકે શબ્દકોષ નહોતો. આમાની એકેક વસ્તુ પુરી પાડતા આખી જીદગીની મહેનત કેટલાકને કરવી પડે છે. સાહિત્યપરિષદો અનેક જણની મહેનત છતા જે વસ્તુ કરી શકતી નથી, નર્મદે એકલે હાથે ને અકિચન અવસ્થામા આ બધુ સાધ્યુ. એણે રસ ને અલકાર, પિગળ ને છદશાસ્ત્ર, પદ્ય ગદ્યના વિવિધ ભાવોને વ્યક્ત કરનારા અને વિવિધ રસોને પોષનારા પ્રકારો અને સોનો મુકુટમણિ એવો એક કોષ ગુજરાતને આપ્યા. ગુજરાતને અનેક પ્રાતો જીતી આપે એવા લડવૈયા કરતા ભાષના આમ અનેક ક્ષેત્રોને ખેડનાર અને ગુર્જરીને સમૃદ્ધ કરનાર આ એક નરવીરની સેવા ઓછી કીંમતી છે એમ કોઈ કહી શકશે?

આ મહાકવિનો જન્મ આજથી લગભગ એક સદી પૂર્વે ઇ. સ. ૧૮૩૩ મા થયો હતો કુટુંબ મધ્યમ સ્થિતિનુ અને માતાપિતા સાધારણ પંક્તિના હતાં આવા ઘરમા અને આવા સંયોગમા જન્મેલા નર્મદાશંકરમા સાહિત્યના આવા ઉચ્ચા સસ્કારો કયાથી આવ્યા એ સંતતિશાસ્ત્રના નિયમનો એક કોયડો છે. બાળકપણામા આ કવિ બીકણ હતા એમ તેઓ પોતે જ કહે છે સ્વભાવનો જે ગુણ કે અવગુણ બાળકપણે કે મોટપણે માણસને નડયો હોય તેની સામે તેને ખુબ ઘૃણા ઉત્પન્ન થાય છે અને તેની સામે બંડ ઉઠાવી અને છેક બીજા છેડા પર જઈને બેસે છે. કવિ નર્મદાશંકરને પણ નીડરતાનો ગુણ આમજ વધારે ગમી ગયો હોય તો એમા કંઈ આશ્ચર્ય પામવા જેવુ નથી.

કવિ નર્મદાશંકરનું બાળપણુ ખાસ બીનાઓથી ભરપૂર લાગતું નથી. પણ મુબઈમા આવ્યા પછી અને કોલેજમા ગયા પછી એમણે એક બે મંડળીઓ સ્થાપી હતી એમા કવિનું ગૌથી પહેલુ ગદ્ય ભાષણ 'મંડળી મળવાથી થતા લાભ' વંચાયુ હતુ. કવિની ભાષામા આ સમયથી જ સચોટતા અને વેગ દેખા દે છે.

આ કાળ કવિની યુવાનીના ઉભરાનો હતો. એમને આ વખતે મનમાં પ્રેમના ને નામના મેળવવાના અનેક તરંગો ઉઠતા આ વખતે ઉઠેલાં સ્વપ્નો તમના અંતકાળ સુધી સાથે રહ્યા. પ્રેમની ભુખ ભાગવા જતા એમણે સુખ અને પ્રતિષ્ઠા ખોયા ને દારિદ્ર વહોર્યું; નામના મેળવવા માટે શૌર્ય દેખાડતા ને પ્રેરતા એમણે અનેક પ્રતિસ્પર્ધીઓ ઉભા કીધા ને થોડાક મિત્રો પણ એમને લાધ્યા અને ઉત્તરકાળમાં દુ:ખ, દર્દ, દારિદ્ર અને દુશ્મનોએ એમને ચોગમથી ઘેર્યા છતા આ નર-સિંહનો ટેક અંત સુધી અડગ રહ્યો.

કવિને કાવ્ય લખવાની પહેલી સ્ફુરણા લગભગ ૧૮૪૪ માં થઈ. પોતાની વૃત્તિઓ માટે નિકાસનુ સાધન મળતાં એમને તે વખતે એક પ્રકારનો સ્મશાનવૈરાગ્ય થએલો હતો અને તેથી તેમના પહેલાં પદો

ધીરા ભક્તના હાગનાં "પરબ્રહ્મ જગકર્તા રે; સ્મરોની ભાઈ દનધડી" અને "જીવ તું સુરખ સમજે રે કહું છુ ઘેના ફરી ફરી" એવા વૈરાગ્ય અને ભક્તિના હતા આ પ્રયત્નો પોતાની વૃત્તિઓને દરી દામ કરવાને માટે અને કથામાં આનંદ ન અનુભવતા પોતાના ચગડોળે ચઢેલા ચિત્તને આનંદ આપવાને માટે હતા આ કવિતા કરવાનો છંદ એમને કંઈ જેવો તેવો નહોતો લાગ્યો. પોતાની કવિતામાં અપૂર્ણતા ભાસે અને પોતે જે રસાનંદ તેથી માણતા તેમાં જરા ક્ષતિ થાય તે કવિને રુચ્યું નહિ. એમણે ગુજરાતી ભાષામાં અલભ્ય એવા પિંગળ, છંદશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, રસપ્રવેશ, વગેરે ગ્રંથો સંસ્કૃત આદિ અન્ય ભાષાઓમાં અતિ પરિશ્રમે મેળવ્યા અને તેમનું અધ્યયન કર્યું—માત્ર અધ્યયન કર્યું એટલું જ નહીં પણ તે તે અધ્યયન કરેલા વિષયો તેમણે ગુજરાતી ભાષામાં રચ્યા અને એ દિશામાં અભ્યાસ કરનાર ઘણા જણને સરળતા કરી આપી. મહાપુરુષો માત્ર જાણીને કે મેળવીને એકલપેટો સંતોષ નથી માનતા, પણ જાણેલું અને મેળવેલું બીજાને દેખાડીને જ સંતોષ પામે છે, એ લક્ષણ કવિ નર્મદાશંકરમાં મૂળથી જ પ્રત્યક્ષ થયેલું દેખાય છે

લગભગ ૧૮૫૫ થી ૫૯ સુધીનો કાળ કવિ નર્મદાશંકરે પોતાના કવિજીવનને ઉપયોગી થાય તેવો અભ્યાસ કરવામાં ગાળ્યો કાવ્યશાસ્ત્રના ગ્રંથો મેળવવા અને અભ્યાસ કરવામાં એમણે શ્રમ કરવામાં બાકી રાખી નહોતી અને સાથે સાથે એમની પોતાની કાવ્યરચનાના ગ્રંથો પ્રગટ થતા આટલાં વર્ષોની તપશ્ચર્યાને અંતે એમણે માતા સરસ્વતીના ખોળે માથું મુકવાનો સંકલ્પ કર્યો, કવિના પોતાના જ શબ્દોમાં આ ધન્ય દિવસનો આલેખ આમ થયેલો છે.—' ઘેર આવી કલમના સામું જોઈ આંખમાં ઝળઝળીઆ સાથે તેને અરજ કરી કે ' હવે હું તારે ખોળે છઉં.'' જે જમાનામાં એ જન્મ્યા એ જમાનામાં ગુર્જરીને જ ખોળે માથું મુકીને જીવવાના સંકલ્પ કરનાર જનની ધીરતા કેટલી હશે એની તો અત્યારે માત્ર કલ્પના જ થઈ શકે, અથવા કદાચ એમ પણ

હોય કે એ જ જમાનામાં એ પ્રકારની વીરતા શક્ય હોય. અત્યારે તો કોઈ એવી વીરતા દાખવવા જાય તો યાચકવૃત્તિ કરવા જેવી દીનતામાં એને સરી જવું પડે છે.

નર્મદના જમાનામાં મોટા ગણાતા દલપતરામ અને નર્મદ બંને જીંદગીમાં એક વખત વાદ કરવા સાથે મળ્યા હતા એ નર્મદના જીવનની એક નોંધવાલાયક બીના ગણાય છે. શા સારુ? શીખામણોની ધાતો જેવી અને મુખ્યત્વે ઝડઝમક અને પ્રાસ અનુપ્રાસની આંટીઘુંટીમાં જ ગુંચવાઈ રહેતી દલપતની કવિતા અને પ્રેમશૌર્યનાં ગીત ગાતી નર્મદની કવિતાનો મેળ કેમ સંભવે? બનેની વાગ્ધારા જયારે પરસ્પર જુદી હશે ત્યારે સમારંજની અને વેગવતી બે શૈલિઓનો સંગમ ઉનાળામાં છાછરી પણ મોટા પટવાળી સાબરમતી અને પ્રમાણમાં નાના દેખાતાં છતાં સર્વને ઘસડી જાય એવા જોશવાળાં હાથમતીના નીર બને એક સાથે મળે ત્યારે જે કૈં બને એવં જ કૈં તે વખતે બન્યું હશે.

તેનાથીએ વધારે મનાય એવું નીવડ-દેખાડયું અને તે જદુનાથ મહારાજ સાથે પુનર્વિવાહ સબધી વાત કરવા જવાનું આજથી મીત્તેર વર્ષ પૂર્વે જ્યારે પુનર્વિવાહનું નામ દેવું એમાં પણ મોટું પાપ-ચોર્યાશી લાખ અવતારમાં ન છુટાય એવું પાપ-મનાતું હશે ત્યારે તે વીશે ભાવિકોના આ લોકના ઈશ્વર અને પરલોકના તારણહાર ગણાય એવા વૈષ્ણવ મહારાજ ભક્તિઘેલી વિધવા સ્ત્રીઓ સાથે, તેમની નિરાધારી અને માનસિક નિર્બળતાનો લાભ લઈ, ગમે એવા નિંદ્ય આચારો સેવતા હોય, તોએ તેમની સાથે-વાદ કરવો અને પુનર્વિવાહથી એવી ભક્તિઘેલી ગુનામડીઓને મુક્તિના દ્વાર દેખાડવા તેમાં હીંમત અને મર્દાઈની કેટલી પરાકાષ્ઠા કવિને દેખાડવી પડી હશે તેનું ચિત્ર તો માત્ર કલ્પનાદ્વારા જ આપણે ઝાખું ઝાખું દોરી શકીએ

કવિના પિતા ૧૮૬૬માં મૃત્યુ પામ્યા અને કવિના કીર્તિસૂર્યે પણ આ સમયે મધ્યાહ્ન વટાવ્યા આ જ વર્ષમાં કવિએ 'ડાંડીઆ'માં વજ્રપ્રહારો શરૂ કર્યા, પણ કવિની આર્થિક વિપત્તિઓ આ કાળ પછી ઘણી વધવા માંડી આ વખતનું કરુણચિત્ર એમની જીવનકથા વાચતા આપણા મન પર જોરથી ઉઠે છે કવિનો ઉદાર સ્વભાવ, એમનું ખર્ચાળપણું, સાસારિક અને સામાજીક વિપત્તિઓ અને અર્થપ્રાપ્તિ માટે અનેક પ્રકારના પ્રયત્નો, કોઈ વખત ચાર આનાના દુધપૌઆ ખાઈ ચલાવી લેવું પડે એવી સ્થિતિ અને તે સાને અને જીવનભર પાળેલો ટેક છોડી લેવી પડેલી નોકરી અને તેથી એમણે અનુભવેલી માનસિક વ્યથા એ સૌ કવિની મહત્તાને તાવે છે. એટલો તાપ બહુ થોડા ગુર્જરીના સરસ્વતી ઉપાસકોએ સેવ્યો હશે

વચમા એક નોંધવા જેવી બીના રહી ગઈ કવિએ ૧૮૬૯-૭૦માં એક વિધવા સ્ત્રી સાથે ખાનગીમાં પુનર્લગ્ન કર્યું હતું આ લગ્ને એમના આતરિકજીવન પર શો શો પ્રભાવ કર્યો હતો એ વાત એમના જીવન ચરિત્રમાં નથી પ્રેમને જીદગીભર ઝંખનાર કવિને એથી પ્રેમ મળ્યો

અને ઝંખના શમી કે કેમ એ પ્રશ્નનો ઉત્તર એમના કોઈ ભવિષ્યના જીવનચરિત્રકાર માટે રહેવા દઈશું.

આપણા સાહિત્યના મન્વંતરના મનુના જીવનની રૂપરેખા આમ આપણે જોઈ ગયા. એ જીવનને ઘડનાર બળો શાં હતાં એ જોવાનો પણ આપણે થોડો પ્રયત્ન કરીશું.

નર્મદનો કાળ એ આપણા દેશમાં સંક્રાંતિનો કાળ હતો. પશ્ચિમની નવી ભાવનાઓ અને આચારવિચાર જોવાના દ્રષ્ટિબિંદુઓ એ ભાષાના અભ્યાસ સાથે આ દેશમાં આવવા માંડયા હતાં, અને તે દરેક પ્રશ્નને જોવાનો દ્રષ્ટિકોણ પણ બદલાવા માંડયો હતો. ભાઈ જ્યોતીન્દ્ર દવે નર્મદના જીવનચરિત્રમાં એ કાળનું વર્ણન લખતાં અને નર્મદ પર તેની થએલી અમર દર્શાવતા એ યુગબળની બધી અસરોનું એક સુંદર ચિત્ર આ પ્રમાણે દોરે છેઃ—

"એ યુગ સંક્રાંતિનો હતો. પ્રાતઃકાળના પવનની પેઠે આંગ્લ-વિદ્યાએ ગુજરાતના જીવનમાં ધીમો પણ સ્પષ્ટ સંચાર કરવા માંડયો હતો. 'આપણી દશા—આર્થિક, સામાજિક, ધાર્મિક તેમજ સાહિત્યવિષયક દશા—છેક અધમ થઈ ગઈ છે, તેને સુધારવી જોઈએ' એવા વિચાર દેશજનોને તેમની ધારી લીધેલી કર્તવ્ય-દિશામાં પ્રેરી રહ્યા હતા. મુસલમાન રાજ્યના ભારી કોલાહલમાં આપણી પુરાતન સંસ્કૃતિના પડઘાઓ કેટલેક અંશે દબાઈ ગયા હતા અને તેમાં નવી સંસ્કૃતિ અને નવા રાજ્યનાં પ્રથમ જ દર્શન થયાં." એટલે લોકો સ્વાભાવિક રીતે તેના મોહભર્યા ચમકારાથી અંજાઈ ગયા. ઠેરઠેર સંસારસુધારકો પશ્ચિમના રંગે રંગાઈને સારા ભારતવર્ષને એ રંગથા રંગી દેવાને કટિબદ્ધ થયા. અનેક સભાઓ સ્થપાઈ, અનેક પત્રો પ્રગટ થવા માંડયાં, પુનર્વિવાહનાં પગરણો મંડાયાં, સામાજીક વિષયો પર નિબંધો લખાવા માંડયા અને સુધારાનાં ભાષણો—ગદ્યમય ભાષણોની પરંપરા ચાલી રહી. એ બધી પ્રવૃત્તિઓના કેન્દ્રસ્થાન સમું મુંબઈ તે મંથનકાળના સાગર સમું બન્યું.

એ સર્વની અસર બધા મનુષ્યો પર થઈ. પરંતુ સૌથી વધારે નર્મદનો સ્વભાવ અતિ ઉગ્ર હોવાથી એ આ નવીન સંસ્કારોનો સમળમાં સબળ ઉદ્દીપક બન્યો. નર્મદ એટલે વાતાવરણમાં થતા ફેરફારો સૂચવનાર અચુક ' બેરોમીટર. ' પણ પારાની પેઠે એની બધી ઊર્મિઓ આસપાસના વાતાવરણપર જ અવલંબતી એમ નહોતું. સમયે એને ઘડ્યો અને એણે પોતાના સમયને ઘડવામાં મોટો ફાળો આપ્યો છે.

અંગ્રેજી શિક્ષણ નવું જ આ અરસામાં આપવાનું શરુ થયું હતું લોકોને અંગ્રેજી કવિઓની મોહિની પ્રથમ જ લાગી અને સાહિત્યમાં નવીન પ્રેરક બળો ઉત્પન્ન થયાં. શ્રોતાઓના મનોરંજનાર્થે વ્યાખ્યાનો લખવાં કે રાધાકૃષ્ણને નામે પોતાનાં શૃંગારગીતો રચવાં એ પ્રાચીન પ્રણાલિકાનાં બંધનો, વર્ડ્ઝવર્થ, બાયરન અને સ્કૉટના પોતાના જ ભાવનું પ્રત્યક્ષ રીતે દર્શન કરાવનારા ગીતોનાં મોહ આગળ શિથિલ થઈ ગયાં, અને આત્મલક્ષી કવિતાના યુગની શરુઆત થઈ.

અને આત્મલક્ષી કવિતાના યુગનું દ્વાર ઉઘાડવાને નર્મદ સર્વારો યોગ્ય હતો. ઉપર કહ્યું તેમ નવીન સંસ્કારોનો એ સૌથી સબળ ઉદ્દીપક હતો. તેમજ કવિતા લખવાનો આરંભ જ એણે પોતાની મનોવ્યથા હલકી કરવાને કર્યો હતો. " કવિતા કહીએ કલ્પના, જનમનરંજન જાણ ' એવી કવિતાની એણે વ્યાખ્યા નહોતી બાંધી. એને શ્રોતાઓને રીઝવવા નહોતા, પારકાની પરવા નહોતી, લોકમતનો ભય નહોતો " મને જ્યારે પદો બનાવવાથી આનંદ થાય છે, ત્યારે એ જ કામ હું તો કરીશ " એવો એનો નિશ્ચય હતો એટલે કાવ્યો એણે પોતાના આનંદને માટે લખવા માંડયાં. પરલક્ષીપણાનો એનામાં અભાવ હતો અને એનાં નાટકો એ વાતની સાક્ષી પુરે છે. પોતાને લાગે તે, પછી તે કડવું હોય કે મીઠું હોય, યોગ્ય હોય કે અયોગ્ય હોય, તો પણ કહેવું જ એવી એની પ્રકૃતિ હતી. હોય એવું દર્શાવવાના આગ્રહથી ન લખવાનું એણે લખી નાંખ્યું. પરદેશગમન, વિધવાવિવાહ, જાતિબંધન, દેશાભિમાન, ઇત્યાદિ તે

સમયના સર્વે પુરુષોનું મનોમંથન કરનારા અનેક પ્રશ્નોએ એના હૃદયનું પણ મંથન કર્યું. અને મંથનનું મહાફળ તે નર્મ-કવિતા; આથી નર્મકવિતા એ સુધારાનું બાઇબલ ગણાતી."

આ વર્ણનમાં કવિ નર્મદનાં યુગબળ ને તેની કવિતાનું બહુ સચોટ ચિત્ર આપણને મળે છે. નવા ભાવોને ઝીલનાર અને તેને વ્યક્ત કરનાર નર્મનું સ્થાન અપૂર્વ છે.

કોઈકે કહ્યું છે કે /' નર્મદ કવિ તરીકે મોટો હતો, સાહિત્યક તરીકે તેથીએ મોટો, ને સૌથી મોટો તો એ મનુષ્ય તરીકે હતો.") કેટલાં થોડાં સાહિત્યકોની માનવતાની મહત્તા આમ સ્વીકારાય એવી છે।

પણ એ વાક્યમાં કવિ નર્મદની માનવતાની મહત્તાની ઉદ્‌ઘોષણા છે અને મને પણ લાગે છે કે નર્મદની ખરેખરી મહત્તા એ કવિ હતો તેમાં નહીં, એ સાહિત્યકાર હતો તેમાં પણ નહીં, પણ એ માનવ તરીકે મહાન હતો તેમાં જ છે.

આ વાતનું મહત્વ આપણને અત્યારે પુરેપુરું નહીં સમજાય પણ આજથી દસ પંદર વર્ષ પહેલાંએ વિધવાવિવાહની તરફેણ કરનારને ને તે કરનારને કેટલી વિપત્તિ સહેવી પડતી એ વાતનો જ્યારે આપણે ખ્યાલ કરીએ, ત્યારે તો આજથી આઠ ગીનેર વર્ષ પૂર્વે તો એ પક્ષ લેનારને સમાજમાં જીવવુ જ કેવળ અશક્ય હતું, એમ આપણને પ્રતીતિ થય છે. અને જદુનાથજી મહારાજ સાથે વાદ કરવા અમદાવાદ અને એકલો જ્યારે ગયો હશે ત્યારે તો ભાઈ હવે કહે છે તેમ આપણને માર્ટીન લ્યુથરનું જ સ્મરણ થાય છે.

આ મહાપુરુષમાં અહંભાવ હતો એમ કેટલાક જણ કહે છે. પણ એ અહંભાવ તે કંઈ નિરર્થક અભિમાન નહતું. આખા ગુજરાતમાં ચાર આંકડા પાડનારની ખોટ હતી. અને કાયરતાનો અતિરેક જીવન-વ્યવહારને નિષ્પ્રાણ બનાવી રહ્યો હતો તે સમયે એક મહાપુરુષ-જેણે આટલું મરજાવ્યું, આટલાં યુદ્ધ એકલે હાથે આદર્યાં ને અનેક ઘા એકલા એકલાં ઝીલ્યા તે માણસને પોતાની શકિતઓનું ભાન હોય, એમાં અહંભાવ શો ? નિર્વીર્ય માણસનો અહંભાવ ઉપહાસને પાત્ર છે શકિતશાળી જન તો પોતે કરે છે, પોતાનામાં કરવાની શકિત છે, એ ભાનથી જ પોતાની કાર્યદિશાઓ અને ક્રિયાઓ વિસ્તારે છે. તે નર્મદ જેવો સમર્થ પુરુષ પોતાની શકિતઓના ભાન વિનાનો હોય એ બને જ કેમ ?

ને જેમ એ શકિતશાળી હતો તેમ એ ઉદાર પણ હતો. એને અર્થને માટે અતિશ્રમ કરવો પડયો છતાં એણે કદિ અર્થપૂજાને ખાતર અર્થપૂજા કરી નથી. મિત્રને પુસ્તક અર્પણ કરી એની સહાય દ્વારા પોતાની મુશ્કેલીઓ કંઈક ઓછી કરવાનો મનોરથ મિત્ર નિર્ધન થતાં ભંગ થયો, છતાં સહાય મળે એવા બીજા કોઈને નર્મકવિતાનું પુસ્તક અર્પણ ન કરતાં અર્પણ તો મિત્ર હસનદાસને જ કર્યું. આ બનાવમાં મિત્રો ને સંબંધીઓને અવ્યાવહારિકતા ભાસી, એની મુશ્કેલીઓ પણ

તેથી અનેકગણી વધી પણ એના આત્માની મહાનુભાવતા એથી સહસ્ત્ર ગણી પ્રકાશતી આપણને દેખાય છે

નર્મદે એક વાર ઘણા ખર્ચે-કદાચ શકિત ઉપરાત પૈસા ખર્ચી-કોટ કરાવ્યો, ને કોઈ મિત્ર મળવા આવ્યો તેને એ બતાવ્યો મિત્રે વખાણ્યો પણ પોતાની એવો કોટ પહેરવાની આસકિત જણાવી ને 'તમારે માટે જ કરાવ્યો છે' કહી હોમબેર કરાવેલો કોટ મિત્રને આપી દીધો ઘણા લખેશરી માણસને કે સારી સ્થિતિવાળા માણસને આ બનાવનુ મૂલ્ય નહીં જણાય પણ નર્મદની સ્થિતિમા એક પળભર પોતાની જાતને આપણે મુકીએ તો આ ઔદાર્યનુ સુંદર સ્વરુપ જોઈ શકાશે

નર્મદમા નીતિશૈથિલ્ય હતુ એમ કેટલાક માને છે પણ એમા એના પોતાના કરતા એના જમાનાનો દોષ વધારે હતો એ સમયનુ ચિત્ર દોરતા રાવ બહાદુર વિનાયક નદશકર મહેતા 'નમદાશકર જીવનચરિત્ર મા આમ કહે છે દારૂને નિષિદ્ધ સમજતા મુસલમાનથી અભડાતા, પરતુ રામજણીના હાથની બીડી માન્ય કરવામા માન સમજતા ગાનારી સલામ કરે તો મારા માતામહના જ શબ્દમા શબ્દમા કહીએ તો વાઈસરોય સાથે હાથ મેળવે એટલી ખુશી એટલી મોટાઈ મનાતી સલામ ઉપરાત કદાપિ તે હસે ત્યારે તો મનકમળ વિકસે ને મો મલકાઈ જાય ' આવા જમાનામા ને વાતાવરણમા જન્મનાર ને જીવનાર આપણી આજની દૃષ્ટિએ કદાચ ચુસ્ત નીતિમાન ન લગે પણ એટલુ તો ખરુ જ કે નર્મદની નીતિશિથિલતા માત્ર ભોગની લાલસામાથી નહીં પણ એના રસિક સ્વભાવની અતૃપ્ત સ્થિતિમાથી જન્મી હતી એના સ્વભાવમા સ્ત્રીના રસિક સહવાસની ને એની પ્રેરણાની ખુબ જ તરસ હતી ને એના જમાનામા રસિકતા કે બુદ્ધિની ઉચી કક્ષામા સાથ કરે એવી સ્ત્રી મળવી મુશ્કેલ હતી અને અસતુષ્ટ મન માત્ર બુદ્ધિની ઉચી ભૂમિકા પર ન રહેતા નીચે સરી પડયુ હોય

આ ઉપરાંત નર્મદના આદર્શો બાયરન અને દયારામ હતા અને પોતાની આકૃતિમાં પણ દયારામનું સામ્ય જોનાર પોતાના ગુણોમાં પણ એ કવિઓનું અનુકરણ કરે–અનુકરણ તેનાથી થઈ જાય–એમાં બહુ આશ્ચર્ય પામવા જેવું લાગતું નથી.

નર્મદનું વ્યક્તિત્વ અત્યંત આકર્ષક હોવું જોઈએ એવું એને વીશે કે પણ જાણનાર કોઈ કહે અને હતું જ એવું એમ એના જીવનચરિત્રકાર કહે છે. એનો દેખાવ પ્રભાવદર્શક, એની વાતચીત કરવાની કળા ઉંચા પ્રકારની ને વશ કરે એવી, એના વાતના વિષયોમાં વિધવિધ ભાત, એનું જ્ઞાન અનેક પ્રદેશોને સ્પર્શે એવું ને એની બુદ્ધિ તીક્ષ્ણ હતી. એનામા પોતાની આસપાસ માણસો ખેંચવાની ને મંડળ જમાવવાની શક્તિ હતી. કોઈ પણ કાળ કે જમાનામા આવો માણસ પૂજ્ય ને મહત્તા પામે એમાં નવાઈ નથી.

પણ નર્મદાશંકરની આ શક્તિઓ તે વખતના અજ્ઞાનકાળમાં ઘણી ઘણી રીતે લડવામાં ને વાદ કરવામાં વેડફાઈ જતી હતી. જાતે યોદ્ધો એટલે ઘા કરવા અને ઘા ઝીલવા એમાં એને જીવનનું સાર્થક લાગતું. એની લડત એક પ્રકારની ન હતી. એને અંધારામાં દટાએલા શાસ્ત્રોનો અભ્યાસ કરી કાવ્યશક્તિને વિકસાવવી હતી અને એમ કરતાં જુનાં સ્વીકારાએલાં ને જડ થએલાં ધોરણો–કાવ્યપ્રદેશનાં ધોરણો–એને ફેરવવા હતાં એને લોકોને અંધકારગ્રસ્ત મનોદશામાંથી જાગ્રત કરવા હતા અને રૂઢિઓના ભયંકર અત્યાચારો સામે બંડ ઉઠાવવું હતું. એને લોકોની રગેરગમાં પેસી ગએલી બીક અને કાયરતા કાઢવાં હતાં અને એમને ઉદ્બોધવા હતા. આ બધું કરવામાં એણે છળપ્રપંચ કે અપ્રમાણિકતા વાપર્યાં નથી. પણ પોતાની વરદાયી લેખિનીને ચારે પાસ અસિની તીક્ષ્ણતાથી ઘુમાવી છે. ને એનાથી ત્રાસેલા 'ઝાઝા નબળા લોકોનો વૈરભાવ' એને અંતકાળ લગી નડયો છે.

એણે ઉત્તરકાળમાં પોતાના વિચાર ફેરવ્યા ને 'ધર્મવિચાર' ગ્રંથ લખ્યો કેટલા પ્રશ્નો ઝીણી ઝીણીને એનું હૃદય આળું થયું હશે? સુધારક સંગાથીઓનો દ્રોહ એમાં કેટલે અંશે કારણભૂત હશે? અને જુની સંસ્કૃતિનું આવ્હાન કેટલું પ્રબળ બન્યું હશે? ને અપયશની દરકાર કર્યા વિના પોતાનામાં થએલા વિચારોનું પરિવર્તન આટની ખુલ્લી રીતે દર્શાવનાર ગુજરાતી ગાંધીજી શીવાય કોઈ ભાગ્યે જ બીજો આપણને દેખાય છે.

અથવા આ જ બનાવને બીજા દષ્ટિકોણથી જોતાં રા. મુનશી કહે છે તેમ "નર્મદ વીર હતો, તે સમાજ સુધારવા મથ્યો; તે તત્ત્વદ્રષ્ટા હતો, અને તેને સ્વસંસ્કારમાં રહેલું રહસ્ય સમજાયું એટલું જ નહીં પણ પરસંસ્કાર વીસારી નાખી, સ્વસંસ્કારને પુનર્જીવન આપનાર મહાગુજરાતીઓની અનંતમાળા જે અનાદિકાળથી ચાલી આવે છે તેનો એ મણકો થઈ રહ્યો"

આવા આ વીર અને પ્રેમી, નવા ગુજરાતી ગદ્ય અને પદ્યના આદ્ય લેખક, જીવન જીવનાર અને સૌને નવજીવનના દ્વાર દેખાડનાર, આત્મલક્ષી સાહિત્યના પ્રથમ સર્જક આ મહાગુજરાતીને મારી અર્ધની નમ્ર અંજલિ આપતા મને આનંદ થાય છે.

કેટલી ન્યાતો, કેટલી જાતો, કેટલા મતો વસે છે એ બધાનું સરસમાં સરસ માપ એકલી ધારાસભા જોઈને જ થઈ શકે તેમ છે

આ વખતની ધારાસભા એક રીતે ઘણી યાદગાર થઈ ગઈ કહેવાય ઘણા ભારે ભારે બીનો આ વખતે ઉડી ગયા બારડોલીની ઐતિહાસિક લડતમાં તેણે છેલ્લા પ્રકરણો ઉમેર્યાં અને છતાં સાઈમન કમીશનના ઠરાવ પર પ્રજાપક્ષે મજબુત હાર માટે પ્રજાપક્ષમાં કેટલી ફાટફુટ છે તેનું સુંદર પ્રદર્શન કર્યું ઘણા પરસ્પર વિરુદ્ધ તત્વો બહાર આવ્યાં અને ઘણાં તાત્કાલિક સમયને માટે દટાઈ ગયા આ વખતે પ્રજાપક્ષમાં અંગ્રેજી કહેવત પ્રમાણે 'જોડા ક્યાં ડંખે છે' તે બરાબર જણાઈ ગયું

અત્યારે ધારાસભામાં ઘણા પક્ષો અને ઘણી ટોળીઓ વસે છે ને નાયકોનો પણ કંઈ પાર નથી અને તે બધા નાયકોને અનુયાયીઓ હોવા જ જોઈએ એવું પણ કંઈ પ્રમાણ નથી સીંધ મુસલમાનોના ભુતો, ખુરો ને નુરમહમદ, પ્રેસીડેન્સી મુસલમાનોમાં હુસેનભાઈ કેરવાડા મન્સુરી, અત્યજોના આંબેડકર, ગોનકી, બો લે અને અબ્રાહ્મણોમાં જાધવ, કંબલી, અંગડી ચીકોડી આસવને દક્ષિણીમાં ચંદ્રચુડ, કાને અને સ્વરાજીસ્ટોમાં બાનુભાઈ, નરીમાનથી માંડીને જીવાભાઈ પટેલ સુધી બધા—અને સીધી પદ્ધાતાજાની, જેરામદાસ અને નારણદાસ બેચર એ ત્રણે, કોએલીશન નેશનાલીસ્ટમાં લાલજીભાઈ, દાદુભાઈ મુનશી અને સુરત મેમ્બર્સ અને સરદારોમાં પોતાની જાતને 'એરીસ્ટોક્રેટ' અને 'નેચરલ લીડર' તરીકે ઓળખાવનાર સરદાર મઝમુદાર આ બધા નાયકો એમનામાંથી દરેકના અનુયાયીઓ તરીકે તો કોઈના નામ ગણાવવાની હીંમત બહુ વધારે પડતી કહેવાય

આ ઉપરાંત વગતરાવ ડાભોલકર જેના નીમાએલા સભ્યો અને સરકારના તો અહીંનીસે મેમ્બર પોતાને 'લીડર' ગણાવતા હશે એવું અનુમાન મહેનાઈથી કોઈ બાંધી શકે એમના નાયકપદને માટે શકા દર્શાવવાનો હક્ક કોઈને હોઈ શકે કે કેમ એ એક શકા પડતો સવાલ છે

આ માસની પહેલી તારીખે આ ધારાસભામાં સરકારે સાયમન કમીટી નીમવાનો ઠરાવ લાવવાનો રાખ્યો હતો. બાગડોલીના પ્રશ્ને સાયમન કમીશનના ઠરાવને છેક ઢાંકી દીધો હતો તોપણ ધારાસભામાં તો ગરમાગરમ ચર્ચા ચાલશે એવી ઘણા જણે આશા રાખી હતી અને એ જ આશાથી મને પણ છેક છેલ્લી ઘડીએ તે જોવાનો શોખ થઈ આવ્યો.

અમે તા. ૧ લીએ સવારે ટ્રેનમાં નીકળ્યા. ('અમે' એ સર્વનામ બહુમાનદર્શક કે તંત્રીપદના અધિકારનું નથી પણ ખરેખરું બહુવચન છે.) સ્ટેશન પરથી તીખા ને તરવારીઆ શુદ્ધ ખાદીનો કોટ્વાળો પહેરેલા ઓઢેલા સૌરાષ્ટ્રના તંત્રી ગ. અમૃતલાલ શેઠ અને ભાદીઆશાહી સાદી પાઘડી, બદામી લાંબો કોટ અને બુટ મોજામાં સજ્જ થએલા રા. લાલજીભાઈ અને થોડું બોલે અને મીઠું હસે એવા ડા. ગીલ્ડર સાથે થયા.

આમાંના ગ. અમૃતલાલ શેઠ કાઠીઆવાડી છે અને કાઠીઆવાડી પ્રજાની વતી તેઓ ખુબ જોરમાં ચળવળ ચલાવે છે અને રાણપુરની બ્રીટીશ હદમાંથી સૌરાષ્ટ્રના રાજસ્થાનો પર પોતાના તીરકામઠા ચલાવ્યે રાખે છે. એક વાર રા. શેઠ ઘણા લોકપ્રિય હતા. આજે પણ છે. પણ એમના વિરોધીઓની સંખ્યામાં ધીરે ધીરે વધારો થતો જતો હોય એવું દેખાય છે પાણીના પુર જેવી લોકપ્રિયતા કોઈની એકમતે ટકી છે કે તેમની ટકે?



રા. અમૃતલાલ શેઠ
એમ. એલ. સી.

વેગુ ઉપર પોતાની ‘ career ’ની ઇમારત રચી છે અને તેથી તેની સહીસલામતી હંમેશા મુશ્કેલીમા રહે એવો સભવ છે બાકી તેમને સમય ઓળખતા આવડે છે, તેનો લાભ લેતા પણ આવડે છે, અને તેથી તેઓ ‘ સૌરાષ્ટ્ર ’ને ને પોતાની જાતને આટલે ઉચે લઈ શકયા છે

એમના સ્વભાવમા તીખાશ છે, મરચા જેવી હાનિકારક નહીં પણ આદુની માફક જરા ચટકો કરી રસ ઉમેરે તેવી અને એવી જ તીખી અને તમતમતી ઝમકદાર ભાષા એ એમના સૌરાષ્ટ્રપત્રનુ ખાસ લક્ષણુ છે.

એમનો વેશ રા વલ્લભભાઈને મળતો છે પણ વધારામાં રા શેઠ ટોપી–ધોળી ટોપી–પહેરે છે અને રા વલ્લભભાઈ નથી પહેરતા એમનામા ઉડાણુ હશે તેથી વધારે એમનામા પોતાની જાતને દેખાવ વાની શક્તિ છે

રા લાલજીભાઈનું વ્યક્તિત્વ જુદા જ પ્રકારનુ છે તેઓશ્રી પાકા મુત્સદ્દી છે એમ તો કોઈ પણ કહી શકે. પોતાની ધારેલી વસ્તુ તેઓ કોઈના કહેવાથી છોડી નથી દેતા એક ઉદાહરણ તરીકે, પ્રીન્સ ઓફ વેલ્સ ૧૯૨૧ મા આવ્યો અને પ્રજાએ તેનો બોયકોટ કરવાનો નિર્ણય કર્યો ત્યારે તેઓ પોતાના મતને વળગી રહ્યા અને તેમા ન ભળ્યા. તે આપી શકાય

એમનો સ્વભાવ મીઠો, બનતા સુધી કોઈને ખાસ જરુર ન હોય તો દુ ખ ન લગાડે તેવો છે તેમને બીજાજ ખોતા આવડતું હશે પણ એવા પ્રસગો બહુ થોડા જ તેઓ આવવા દેતા હશે કે જેથી એમની એ શકિતની જરૂર પડે તેમને દરેકની દોરી બનતા સુધી પોતાના હાથમા રાખવાનું ગમે છે પણ એમની સત્તાકાક્ષા બહાર એકદમ કળાય એમ નથી

તેઓ જાતે પાકા વૈષ્ણવ છે અને કોઈને ઘેર કે ટ્રેનમા પાણી સુદ્ધા પીતા નથી. ઘણા રાજા રજવાડાઓને તેમની સાથેનો સબધ

`

ઉપયોગી નીવડનો હશે એમનામાં આદર્શમયતા નથી પણ સત્કાર્યો કરવામાં એમને શ્રદ્ધા છે અને અગવડ ન પડતી હોય તો દરેકને મદદ કરવાનું એમને ગમે છે.

ધારાસભામાં એમનું સ્થાન માનભર્યું છે. તેઓ ઘણુંખરું પ્રજાપક્ષ તરફથી બોલે છે પણ સરકાર પક્ષમાં પણ તેમની સારી લાગવગ છે. તેઓશ્રી કોએલીશન નેશનાલીસ્ટ–ધારાસભામાં સૌથી મોટામાં મોટી પ્રજાપક્ષની પાર્ટી-ના પ્રમુખ છે; એમનું વલણ 'મોડરેટ' પક્ષને મળતું છે.

ડા. ગીલ્ડર બારડોલીને માટે જે તપાસસમિતિ નીમાઈ હતી તેના એક સભ્ય અને 'મેડીકલ પ્રેકટીશનર' છે. તેઓશ્રી ધંધામાં ખુબ પૈસા બનાવે છે. બનતા સુધી બીજી ત્રીજી વાતોમાં બહુ માથું મારતા નથી અને સ્વભાવે મીઠા અને ધીરા લાગે છે. એમનાં પત્ની પણ એમને ધંધામાં સહાય આપે છે. માન આપવું અને લેવું એ એમનો મુદ્રાલેખ લાગે છે.

૨

અને આવા અગત્યના માણસો જાય ત્યાં છાપાનો ભૂત ન હોય એ બને જ કેમ ? એટલે દાદર સુધી તો એ. પી. નો રીપોર્ટર પણ સાથે હતો. દાદર પર અમદાવાદથી મહાત્માજીની સાથે મંત્રણા કરી આવનાર રા નરીમાન અને સફેદ દાઢીવાળા રા. હરિભાઈ અમીનને ટ્રેનમાં ચડતા જોઈને પછી તે ઉતર્યો. તે એમને જોવાને જ ખાસ આવ્યો હતો. તેમની સાથે ગાલમાં ખાડા પાડીને હસતા સ્વામી આનંદ પણ રા. વલ્લભભાઈના પ્રતિનિધિ તરીકે આવતા હતા.

આ સ્વામી આનંદને નામે ઘણા જણ ઓળખતા હશે પણ એ ખરેખર કોણ છે તે વીશે બહુ થોડાને જ ખ્યાલ હશે. એમને સ્વામીનું નામ તેઓ રામકૃષ્ણ મીશનમાં જોડાએલા હોવાથી મળ્યું છે. પણ એ ભગવા પહેરેલા કોઈ બાવજી હશે એવું માનવાની રખે કોઈ ભુલ કરે.

મેં એવી ભુલ એક વખતે કરી હતી. એમનો પોષાક ગાંધીજીના બ… ગીપાઈઓની માફક શુદ્ધ સફેદ ખાદીનો છે. સાંભળવા પ્રમાણે તેમ… ઘણી મુસાફરીઓ કરી છે. ચોવીસે કલાકમા ગમે તે વખતે તૈયાર થ… શકે એવા ખડતલ તન અને મન તેમના છે. ગ. વલ્લભભાઈ અ… ગાંધીજીની ખાનગી વાતોની એ તીજોરી છે નવજીવન માટે ગ… દિવસ ચિંતા ને મહેનત તેમણે કર્યા છે. ભાષાંતર કરવામા તેમ… કુશળતા વખણાય છે અને ઘણા ઉંચા નહીં તેમજ બહુ નીચા પ… નહીં એવા શરીર ઉપર દરીઆની ભરતી રેતીમાં જેમ નીશાનીએ મુકી જાય તેમ હારયના આકાની નીશાનીઓવાળુ મુખ અને હારય… કિરણો વેરતા ફાનસ જેવી ઝીણી સરખી બે આંખોથી એ તર… ઓળખાય એવા છે.

રા. નરીમાનને ઓળખાવવાનું વર્ણન લખવાનુ તો હોય જ નહીં એમની રાત્રિ દિવસની પ્રજાસેવા અને હારવે—નરીમાન કેસ હજી તે ખુબ તાજાં છે. એમના ખડખચડ મુખપર કરુણાઈ ને કોમળતા બન્ને લખેલા છે. મુશ્કેલીઓ સામે ખડ… સમ એ અડગ રહે છે અને બાળ… આગળ એ છેક મૃદુ બની રહે છે. એની ઓથમાં જનારની નબળાઈ નાસી જાય છે, એની પ્રમાણિકતા અને વિનોદ શત્રુઓને પણ અસર કર્યા વિના રહી શકતાં નથી.



રા. નરીમાન
એમ. એલ. સી.

રા હરિભાઈ અમીન આ બનેથી જુદી જ જાતના દેખાય છે. એમની લાંબી સફેદ દાઢી અને માથાના સફેદ વાળના અંબોડા અને એમનો શુદ્ધ શ્વેત પોષાક એમને

ન ઓળખતા હોય તેમને કોઈ મંસારત્યાગી સંન્યાસી મહાત્માનો ભાસ કરાવે પણ ઝીણી નજરે જોનારને એમના કોઈક અનંકાર એમને મસારી છે એમ દેખાડયા વગર ન રહે એમની વાતો અને વિનોદ સાંભળ્યા પછી તો એ ભરુચી છે એમ તરત કહી શકાય ભરુચી ઉતાવળીઆપણુ પણ એમનામા છે એમના હૃદયમાં બને તેટલુ બધાનું સારું કરવાની આકાક્ષા ખુબ પ્રબળ રહે છે.

આ ત્રણે ગૃહસ્થોના આવવાથી અમારો માથ વધ્યો અને અમે બારડોલીના સમાધાનની વાતો કરતા આગળ ચાલ્યા ખરી રીતે ટ્રેન આગળ ચાલી, અમે નહીં અથવા ટ્રેન અને અમે બને આગળ ચાલ્યાં.

રસ્તામાં ખબર પડી કે પ્રેસીડેન્ટની ગેલેરીના પાસ તો ત્રણ દિવસ પહેલાં અપાઈ ગયા હતા એટલે મને જગ્યાની મુશ્કેલીનો સભવ થયો. તેથી અમે બાર વાગે ટ્રેનમાથી ઉતર્યા કે તરત જ સીધા કાઉન્સીલ હોલ તરફ ગયા. વાત ખરી નીકળી એટલે તરત ઘેર ન જતાં વીઝીટર્સ ગેલેરીની ટીકીટ લઈ બેસી જવાનુ ડહાપણ ભરેલું જણાયુ: ત્યા જગા ન મળતે તો 'ગુજરાત 'ના રીપોર્ટર તરીકે પ્રેસ ગેલેરીમાં બેસી જવાનો વિચાર મને આવ્યો હતો. જરા મજાહ પણ પડતે. પણ એ તક તો ન જ મળી

પણ વળી કાર્યક્રમ થયો મીસીસ ગીલ્ડરને મારી જગા સાચવવાનુ સોંપી મને ઘેર જઈ આવવાનો શોખ થયો અને હુ આવું તે પહેલાં તો બધા દરવાજાઓ બધ, અને મારી જગા પુરી નાખવામા આવી સાયમન કમીશના ઠરાવના માનમા તે દિવસે ગોરા અને કાળા સીપાહીઓની નાની સરખી ફોજ ત્યા ખડી કરી દીધી હતી અને બે વાગ્યા પછી ન કોઈથી જવાય કે ન બહારથી કોઈથી અવાય એવી સ્થિતિ કરી મુકી હતી ને તેમની વચ્ચે પણ સીપાહીઓનો પહેરો મુકયો હતો. રખેને કોલેજના છોકરા ને જોવા આવેલા બૈરાં બળવો કરે તો બીચારા

સામસન ઠરાવનુ થાય શુ ? પણ સુભાગ્યે પ્રેસીડેન્ટની ગેલેરીમાંથી ત્રણ વાગે બે ત્રણ જણ ચાલી ગયા અને મને જગા મળી ગઈ.

૩

હુ ગઈ ત્યારે પહાલાજાની બોલતા હતા આ પહાલાજાની જાતે સીંધી ને સીંધના પ્રતિનિધિ છે, ને ઘણા લીડરોમાના એ પણ એક લીડર ઓફ ધી હાઉસ ગણાય છે સ્વભાવે સખ્ત માણસ છે, બોલવુ એ એમના જીવનની મુખ્ય જરુરીઆત છે. એમનુ વલણ મોડરેટ પક્ષનું હશે પણ એકસ્ટ્રીમીસ્ટોનુ દષ્ટિબિંદુ પણ કોઈવાર લઈ શકે છે અને સફેદ શીખસાઈ દાઢી અને માયાળુ મુખમુદ્રાથી તેઓ આકર્ષક લાગે છે.

તેમના પછી ઉઠયા તેમનુ આખું નામ ખાનબહાદુર શાહ નવાઝખાન ભુત્તો હતુ. ઘણુ લાંબુ જડબાતોડ નામ છે અને એમના નામને સાર્થક કરે એવુ એ બોલે છે તેમના બોલવાનો સાર એ હતો કે હિંદુ મુસલમાન માહોમાંહે કપાઈ મરે છે અને એ બેની લડાઈ જ્યારે હોય ત્યારે બને પક્ષને જેટલો અંગ્રેજમા વિશ્વાસ હોય છે તેટલો આસપાસમા નથી હોતો માટે સારુ જ થયુ કે કમીશન પર કોઈ હિંદીને નીમ્યો નથી. આ સાહેબ કટ્ટર મુસલમાન છે અને એમનું ચાલે તો કદાચ એ આખી પૃથ્વીને નહિંદુ કરી મુકે. સરકાર સીવાય બીજા કોઈને મત આપવાના એમણે સોગન ખાધા છે અને એમના અનુયાયીઓ પણ તેમને જ અનુસરે છે

ગેલેરીમા બેઠા બેઠા મને ખાનબહાદુ ભુત્તો (ભુટ્ટો ? બુતો ?) બોલતા હતા તે સાંભળતા સાભળતાં વિચાર આવ્યો જ્યાં સુધી હિંદુસ્તાનમાં ભુત્તાઓ, ખુરાઓ તુરમહમદો વસે છે ત્યાં સુધી સ્વતંત્રતા કદી શક્ય છે ખરી ? ને સ્વતંત્રતા મળે તો કોને મળે ? એમને એકલાને, આપણને નહીં. અત્યારે પણ મળીઆના જ બે ભાગ છે લઘુમતિને નામે મુસલમાનોની બહુમતિવાળા જુદા પ્રાંતો જોઈએ ને વધારે મત

જોઈએ. ને હિંદુઓની બહુમતિ હોય તે પ્રાંત જુદો થાય તો તો મુસલમાનોને અન્યાય થવાનો ભય ઉભો થાય જ્યારે હિંદુઓમાંથી ભાગ પડાવવાનો હોય ત્યારે 'યૂયં વયં, વયં યૂયં' થઈ જાય અને જ્યારે પોતાને કૈં કરવાનું આવે ત્યારે 'વયં વયં ને યૂયં યૂયં' નીરક્ષીર પેઠે જુદાં થઈ જાય. પણ સરકારને મત આપે તે સરકારની માનીતી પ્રજા, એને બીજું શું કહેવાય? 'રાજાને ગમી તે રાણી, ને છાણાં વીણતી આણી' નહીં તો ભુત્તો, ખુરો ને નુરમહમદ જેવા પર આખી પ્રજાનું ભાવિ લટકે ખરું?

પણ હવે આપણી કથા આગળ ચલાવીએ

ર!. મરઝબાને-જામે જમશેદના અધિપતિએ-આ ભાઈને ઠીક જવાબ આપ્યો. એમણે કહ્યું કે જો હિંદુ મુસલમાનો આટલા બધા નાલાયક છે તો આખી કાઉન્સીલને માટે યુરોપીઅન સભાસદોને ચુંટો તોએ શો વાંધો છે? એ લોકો હિંદુઓના ભલાને માટે રાજ્ય કર્યા કરશે. એમનો બીજો વાંધો હિંદીઓને પરીહા (અંત્યજો) જેવા ગણીને કમીશન પરથી દૂર રાખવા સંબંધી હતો.

ગેલેરીમાં મારી પાસે બેઠેલા એક પારસી ભાઈએ આ વખતે પુછ્યું: "આય સુરત મેમ્બર્સ છે તે કીયા!"

આ જ વખતે રા. ભીમભાઈ બારણામાંથી દાખલ થતા હતા તેમને બતાવીને મેં કહ્યું: "પેલા સુરતી કીરમજી પાઘડી પહેરીને એમ હલાવતા આવે છે તે. સુરતમાં તેઓશ્રી ઘણા મોટા માણસ છે. બીજા મી. શીવદાસાની જે પેલી બીજી બેન્ચ પર સફેદ કોટ પાટલુનમાં આડી ટાઈ પહેરીને બેઠેલા છે તે; અને ત્રીજા મી. દિક્ષિત તેઓ અહીંઆં કે દેખાતા નથી."

ગુજરાતના મેમ્બરોને અને તેમાંએ ખાસ કરી સુરતના આ ત્રણે મેમ્બરોને ગવર્નરે આ વખત ખુબ દુઃખી કરી મુકયા છે. જે વાતમાં એમની સલાહ એણે પહેલાં માની નહીં તે બારડોલીની બાબતમાં

કોકડું ગુંચવાયું એટલે આખા ગામનો ભાર એમના માથે એણે નાખી દીધો ને એકદમ ધમકી આપીને ગવર્નરે ભાષણ કીધું કે ચૌદ દિવસમા બારડોલીનો નીકાલ તમે નહીં લાવશો ને બારડોલીની રારણે નહીં આવશે તો હું સખત પગલા લઈ નાખીશ "અલ્યા ભાઈ! એ જ્યારે તને કહેવા આવ્યા ને રાજીનામા આપ્યા ત્યારે ન તે એમને દાદ આપ્યું, તારા અમલદારોએ આટઆટલી વાત વધારી મુખી ત્યારે ન તે તેમને કે પુછ્યુ કે ન તે તેમની સલાહ માની, અને જ્યારે હવે લડનારા લડવા ને મરનારા મરવા બેઠા ત્યારે બાપડા સુરત મેમ્બરોને માથે ગામનો પોગ્નો મુકવાનુ તને કયાથી સુઝ્યુ?" પણ આવુ એને કોણ કહે? ને આવડા મોટા માણસે કહ્યુ એટલે સુરત મેમ્બર્સ પણ ભાર બધો પોતાને માથે ગણી ફરવા માડયા પણ આ સુરત મેમ્બર્સની કથા લાંબી છે એમના પર ઘણા સોના કપાયા છે, ને એમનુ મ્હું તો કોઈનાથી થનતુ નથી એમણે બારડોલીના 'સેટલમેંટ'મા શક્તિ પ્રમાણે જે મહેનત કરી તેની પ્રશસા કરવાનો શિષ્ટાચાર પાળવો એ આપણો ધર્મ છે

આ વખતે રા મરઝબાને પુરુ કર્યુ અને રા હુસેનભાઈ ઓનતા હતા આ હુસેનભાઈ મુમઈના છે, કોમી ભેદની લાગણી નહી ધરાવનારા ગણ્યાગાંઠ્યા મુસલમાનોમાના એક ગણાય છે, સ્વરાજીસ્ટ છે, હારવે-નરીમાન કેસ વખતે રા નરીમાનને એમણે ખુબ મદદ કરી હતી આ વખતે પણ એમનો અભિપ્રાય પ્રજાપક્ષે ઢમીગ્રી ન નીમવાની તરફેણમા હતો

એમના પછી આ યા ખા સાહેબ મન્સુરી તેઓથી અમદાવા ગામના દેખાવે જાડા ઢીંગણા, શામળા છે તેમણે કમીશનની તરફેણમ મત નોંધાવવાની દુખદાયક ફરજ લખેલુ ભાષણ વાચી જઈને બજાવ અને તે પછી ગ જાધવની ટોળીના કોઈ રા નવલે અપ્રાસંગે પણ એ જ પથે જવાનુ વાજબી વિચાર્યું.

શ. જે. બી. પીટીટનું ભાષણ ચોખ્ખું અને ઠીક હતું એમને માટે કહેવાય છે કે તેઓશ્રી પંખા અને આઇસ વગર જીવી શકતા નથી. હશે; પણ કાઉન્સીલમાં તેઓ જહાલ પક્ષના પ્રતિનિધિ નથી. ગુજરાત કદાચ એમને જાલ્જી પીટીટના વર તરીકે કે મીઠીબહેન પીટીટના માસા તરીકે વધારે ઓળખતું હશે. વધારામાં 'ઇન્ડીયન ડેઈલી મેલ' નામનું પત્ર તેઓશ્રીની માલીકીનું છે. રા. નટરાજન તેના અધિપતિ છે. એ પત્ર સરસ અક્ષરોમાં છપાય છે અને 'હેરલ્ડ' ને 'ક્રોનીકલ' તો એની આગળ ગરીબ માણસ જેવાં દેખાય છે. પણ એમાંના મત ઘણાખરા નરમમાં નરમ પક્ષવાળાને ગળે ઉતરે એવા કે અંગ્રેજોના દૃષ્ટિબિંદુથી લખાએલા હોય એવા હોય છે. વખતે ગર્ભશ્રીમતાઈનો પણ એ વારસો હોય.

૪

પીટીટ પછી બોલ્યા શીવદાસાની, ઠરાવ હતો સાયમન કમીટીનો પણ એ બોલ્યા ઘણુંખરું બારડોલી ઉપર ને તેમના પછી વારો આવ્યો શ. સ્વામિનારાયણનો.

આ શ સ્વામિનારાયણને કોણ નથી ઓળખતું ? એમના બોલ અને એમની બોલવાની રીત, એમનો વેશ અને તે પહેરવાની રીત, એમના વિચારો ને તે દર્શાવવાની રીત, એ સૌ કોઈ કવિના શબ્દમાં 'અનેરાં' કહી શકાય. ચરોતર પ્રદેશની સઘળી સંસ્કૃતિના એમને મૂર્તિમાન અવતારરૂપ ગણી શકાય. એથી વધારે ઓળખાણ કોઈને જોઈએ તો તેઓ એકવાર ગણિતના પ્રોફેસર હતા અને જ્યારે તેઓ કોલેજમાં હતા ત્યારે નહાવાની ઓરડીની ભીંતો પણ ગણિતના દાખલાઓથી ભરી મુકતા; એવી એમની ગણિતભક્તિ હતી. મતે તેઓ જહાલ પક્ષના, હાલ કાઉન્સીલમાં સ્વરાજ પક્ષ તરફથી બીરાજે છે.

શ. સ્વામિનારાયણને મેં પહેલવહેલા અમદાવાદમાં ઠેઠ વિદ્યાપીઠના પ્રોફેસર હતા ત્યારે જોએલા. લાંબો દાઢ અને તેમાં *

જતું ખાદીનું ટુકડું પચીયું પહેરીને પુલપરથી જતાં હું રોજ તેમને જોતી અને કોઈ કોઈ વખત પુલપર વિદ્યાર્થીઓને એકઠા કરી ભાષણો કરવા પણ મંડી પડતા. કોઈ કહેતું હતું કે પ્રેમાનંદની માફક તેમણે પણ જ્યાંસુધી સ્વરાજ્ય ન મળે ત્યાંસુધી અઠવાડીઆમાં એકજ વાર હજામત કરાવવાની પ્રતિજ્ઞા લીધી છે. આ વાત ઘણાં વર્ષો પહેલાની છે. આ પ્રોફેસર સાહેબે એમનો લાલીઓ ઘોડો સરકાર પર અજમાવી રહ્યા—જો કે હંમેશ જેટલા જોરથી નહીં—એટલે એમના જેવા જ (સ્વરાજીસ્ટ) આગ્યા મીર મહમદ બલોચ. આ સાહેબ બેસવાની જગ્યા કેટલી રોકાય તેને માટે મૌલાના શૌકતઅલીની સાથે પણ હરિફાઈમાં ઉતરી શકાય એવાં શરીર અને તાકાત ધરાવે છે તેઓએ હિંદુસ્તાનીમાં બેનમાજી સાથે લખી લાવેલું ભાષણ વાંચવા માંડ્યું અને વિનોદી વાક્યાવલિ સાથે પાક નસીહતો સરકારને આપી કાઉન્સીલને વિનોદમાં ગરકાવ કરી મુકી.

કાઉન્સીલ આ વખતે ખુબ રંગમાં હતી અને મને ખાત્રી હતી કે રા. સા દાદુભાઈ જરુર આ પળે સરકારની ઝાટકણી કાઢવા ઉઠશે પણ તેને બદલે ઉઠયા રા. જોગ એ શું બોલ્યા તે તો કૈં સંભળાયું જ નહીં.

રા. દાદુભાઇ કાઉન્સીલમાં એક જાણવા લાયક વ્યકિત છે. મોટી કાબરચીતરી મુછો, સુકું શરીર અને સફેદ કોટ ને કાળી ટોપી એ એમનો હમેશનો પોષાક. ધીરે બોલે, ધીમે ચાલે અને ગણી ગણીને અક્ષરો કાઢે પણ એમનું કાળજું બધી બાબતમાં ચોક્સ. એ બધી બાબતમાં પ્રજાપક્ષમાં ઉભા રહેવાના અને સરકારને ખંખેરવાની તક જ્યારે મળે ત્યારે કોઈ દિવસ ચુકવાના નહી.

એકવાર વાત કરતાં કરતાં-જાણ્યામાં યુનીવર્સિટિ બીલ પછી-તેમણે રા. મુનશીને કહેલું તે હજી મને સાંભરે છે. "અ સરકારે અમારું શું ઉકાળ્યું? અમે તરી તરી ડીવીઝન માંગતા તેના હવે તયણ પર વાત

આવી તોએ એણે આપણા મતની શી કીંમત કરી ?" ખરી વાત છે. સરકારને તો ગાડરીઓ પ્રવાહ જોઈએ છે.

પણ એમને માટે આ સ્થળે વધારે નહીં લખું; કારણ કે એમને માટે હું કૈં પણ લખું તો કાઉન્સીલમાં સ્ત્રીઓની વિરુદ્ધ મત આપવાની એમણે ધમકી આપી છે અને એવા કામના માણસના મત વગર સ્ત્રીઓને અટકી પડવું પડે એ વાત તો કૈં ઠીક નહીં.



સ્વામી આનંદ

કાઉન્સીલ આગળ ચાલી સ. નરીમાન ઠીક-સારુ-બોલ્યા પણ ખરી ગમ્મત તો સરકારે નીમેલા સભાસદ સર વસંતરાવ દાભોલકર બોલ્યા ત્યારે આવી. એમના સુભાગ્યે ગવર્નર તે વખતે ખાસ એમનું ભાષણ સાંભળવા હાજર હતા, ને તેથી એમને એવું શૂર ચઢયું કે દેશીઓની સામે એમણે સખત કહી નાખ્યું-સખત શું એવું સખ્ખત કહી નાંખ્યું કે એવું તો અંગ્રેજો પણ આપણા માટે કહેતા નથી. ને કાઉન્સીલના મેમ્બરોએ વચ્ચે વચ્ચે એમને ચીડવ્યા પણ ખુબ. આ મનોદશાવાળા માણસો આ દેશમાં વધારે હોય તો તો સ્વરાજ્યની આશા આકાશકુસુમવત્ માનવી-બીલકુલ શંકા વગર.

સીંધના મીયાં મી નુરમહમદ તો આ વખતે સરકારની સાથે જ હોય એમાં શક શો ! એ તો દર વખતે જ એમની સાથે હોય છે. માત્ર એમની સેવાઓની કદર ન કરતાં સરકાર એમને દુભવે છે ત્યારે રીસામણે ચઢી કોઈ વાર પ્રજાપક્ષમાં મત આપે છે. આ સેશન્સમાં પણ

મોલવી રફીઉદ્દીન આહમદ પ્રધાન બની માન ખાટી ગયા અને એ રહી ગયા એટલે એમણે પહેલી વાર સરકારને પોતાનું પાણી બતાવી આપવા ફ્રેગમેન્ટેશન બીલ વખતે પ્રજાપક્ષ સાથે વોટીંગ કીધું. પણ એમના જેવાને સરકાર સાથે લાંબો વખત રીસાયે કેમ પાલવે?

પછી આવ્યા બોલે મહારાજ–સરકારના નીમાએલા અને ડીપ્રેસ્ડ ક્લાસના અધિપતિ. વધારે ઓળખાણ જોઈએ તો સાયમનને સ્ટેશન પર ' Father, forgive them ' કહી આવનારા. જો કે એમણે ભાષણમાં ઠોકી ઠોકીને કહ્યું કે ના હું જઈને ' father forgive them ' કહી આવ્યો નથી. કોઈએ કહ્યું, ત્યારે ' Mother ' કહી આવેલા?

રા. બોલેના ભાષણમાંથી બોલે બોલે હિંદુઓ સામે વિરોધ નીતરતો હતો અને એમને મુક્તિનો એક જ માર્ગ દેખાતો હતો તે સાયમનની સાથે સહકાર કરવાનો; ને તે તેમણે કર્યો ને પરિણામે કમીટી પર નીમાયા પણ ખરા. આવા સુકા, નાના, હાડચામના બનેલા ઝીણા સરખા બોલે મહારાજ કમીટીમાં બેસશે ત્યારે મોટા પડછંદ અંગ્રેજોની દૃષ્ટિ બહાર તો નહી નીકળી જાય? એવો ભય રહે છે.

બોલે પછી ડા. સોલંકી ( ડીપ્રેસ્ડક્લાસ ) અને કેરવાડાના ઠાકોરે દરખાસ્તને ટેકો આપ્યો અને કાઉન્સીલ બીજા દિવસને માટે મુલત્વી રહી.

૫

સાયમન કમીટીનો ઠરાવ ધારાસભામાં બીજા દિવસે પણ ચાલ્યો અને તેના બીજા દિવસની બેઠક વખતે પણ પ્રેક્ષકોની ગેલેરીઓ ચીકાર ભરાઈ ગઈ હતી.

શરુઆતમાં લાલ ડગલાવાળા ચોપદારોની વચ્ચે ચાલતા દહેલવી સાહેબ આવ્યા અને પોતાના આસન પર દમામથી બીરાજ્યા અને સભાના કામકાજની તેમણે શરુઆત કરી.

સૌથી પહેલાં પ્રેસીડેન્ટ સાહેબે ઉઠીને રા. ચીકોડી (અબ્રાહ્મણ-બેલગામ)નો ધારાસભાનો એડજર્નમેન્ટ મોશન (adjournment motion)નો ઠરાવ કાઢી નાંખ્યો. આ ઠરાવ બારડોલી ઉપર ગવર્નરે જે ભાષણ કર્યું હતું, તેને લીધે જ મોકલાયો હતો અને તેમાં ગવર્નરના ભાષણ પર વાદવિવાદ કરવાની છુટ માંગી હતી. દહેલવી સાહેબથી આવી છુટ આપી જ કેમ શકાય?

મી. દહેલવી બોલવે અને સ્વભાવે બહુ મીઠા છે. મીઠાશ પણ પક્વાઈની મીઠાશ બધાંને ગમે એવું બોલવું એ કળા એમણે બહુ સરસ રીતે સાધી છે.

તેઓ એક વખત મીનીસ્ટર હતા. નિંદાખોરો તેમની તે વખતની કારકીર્દી તરફ શંકાની દૃષ્ટિએ જોવડાવે છે. પણ એમાં કંૈ સત્ય નથી. પાક કુરાને શરીફમાં પયગમ્બર મહમ્મદે કરેલાં ફરમાનોને કેટલીક વાર તેઓ અક્ષરશઃ વળગી રહે છે.

આજની બેઠકમાં ઘણાંખરાં ભાષણો બે પ્રકારનાં થયાં હતાં. પોપટજીની જેમ શીખવ્યા પ્રમાણે 'અચરે અચરે રામ' બોલી જાય એવા ઘણાખરાને લખીને તૈયાર કરી લાવેલા ઓફીશયલ બ્લોકના, અને મુસલમાનો અને અબ્રાહ્મણોના. અને બીજી બાજુથી પરિણામ પહેલેથી જાણ્યા છતાં પોતાનો નાનો મોટો અવાજ સંભળાવવાની અને પ્રોટેસ્ટ નોંધાવવાની આકાંક્ષાવાળા પ્રજાકીય સભ્યોમાં સૌથી પહેલો શંખનાદ અબ્દુલ-લતીફ-હાજી-હજરત ખાને કર્યો અને જો એડીમેને તેમાં સૂર પુર્યો.

પછી રા. બ. કાવે-સ્વભાવે તો કોણ જાણે પણ માન્યતાએ મોડરેટ-ઉઠયા અને તેમણે પોતાનો વિરુદ્ધ મત નોધાવ્યો. આ રા. કાવે ઓ. મી. પ્રધાન (મીનીસ્ટર) ના ઘણા મોટા મિત્ર થાય છે એમ સાંભળ્યું છે.

ખાદીનો મોટો અંચળો અને ખાદીની સફેદ ટોપી પહેરેલા રા. વામન મુકાદમ આ વખતે ઉઠયા અને પ્રેસીડેન્ટને નમન કરીને બહાર ચાલ્યા. " આય એવન કોન છે ? આય એવન કોન છે ? ' મારી પાસે બેઠેલાં બાઈએ ( કે ભાઈએ ! ચોક્કસ યાદ નથી ) પુછ્યું.

" તેમનુ નામ વામન મુકાદમ તેઓ ગોધરાના છે." મેં કહ્યું.

આ વામન મુકાદમ—સૌથી પહેલવહેલા મુંબઈમાં મારે ત્યાં જમવા આવ્યા હતા ત્યારે મે તેમને જોયા હતા, અને સૌથી પહેલું મારુ ધ્યાન એમની આપણા લોકોમાં ઘણા થોડાને હોય છે એવી ધાટીલી આંગળીઓ તરફ દોરાયુ હતુ તેમનામા વિનોદવૃત્તિ ખુબ છે, અને ઘણી રીતે ઉપયોગી બની શકે એવી એમનામાં શકિત છે. પણ એમણે પોતાની ઉપયોગિતા પોતાના પ્રાંતના ને ગામના રાજકીય કાવાદાવાના ગારામાં પડીને ઘણે અંશે ઓછી કરી નાખી છે. ગ. હરિલાલ દેસાઇભાઈના તેઓ મોટા મિત્ર છે. સેશન્સમાં ઘણુંખરું એમને જ ઘેર તેઓ ઉતરે છે અને બને તેટલી તેમને તેઓ મદદ કરે છે. રા. જયકર જ્યારે ધારાસભામાં હતા ત્યારે એમણે પાર્ટીના ' વ્હીપ ' તરીકે એમને ખુબ કરી હતી



રા. મુકાદમ

ધારું છું કે ત્યાંસુધી એકસ્ટ્રીમીસ્ટ તરીકે એમણે રાજકીય જીવન શરૂ કર્યું હતું. હિમાલયમાંથી ગંગા જમીન પર આવે તેમ તેઓ ધીરે ધીરે વધારે ને વધારે મેડરેટ થતા જતાં હશે? "He is good as a friend; formidable as an enemy" એમાંનું પહેલું અર્ધવાક્ય એમને માટે ખરું છે.

રા. મુકાદમના વર્ણનમાં મી. રયુનું ભાષણ તણાઈ ગયું. એમણે હિંદના ખેરખાં તરીકે અને અધિકારી તરીકે નહીં પણ વ્યક્તિ તરીકે બીલને સારો ટેકો આપ્યો. આપે જ-જેવો આપણો એની સામે પડવાનો ધર્મ છે, તેવો એમનો એને ટેકો આપવાનો પણ ધર્મ તો ખરો જ; જે એ બજાવે તેમાં નવાઈ પામવાનું નથી.

રયુ પછી વારો આવ્યો મુનશીનો. ટાઈમ્સની આંખમાં દુઃખે એવું એમણે ભાષણ કર્યું ને અધિકારીવર્ગની આંખોએ જરા ઉંચી ચડી ગઈ. એમનું ભાષણ મને તો સૌથી સુંદર લાગે જ. પણ એ વિશે લખતાં મને પક્ષપાતી ગણાવાનો ભય લાગે છે.

મુનશી પછી સીંધના જેરામદાસ ઉઠયા ને તે પણ સારું બોલ્યા. એમના ભાષણે ઓન. મી. ગુલામહુસેનને છંછેડી મુક્યા, અને ટાઈમ્સના કહેવા પ્રમાણે સર ગુલામહુસેનને apdoplectic fit આવી. પણ એ વાત પછી. તે પહેલાં જેરામદાસનો પરિચય આપવો અત્રે જરૂરનો છે.



રા. મુનશી

ધારાસભામાં ગોરા ઉંચા પડછંદ ખાદીના કોટ પાટલુનમાં સજ્જ થએલા તરત ધ્યાન દોરે એવા કોઈ માણસને તમે પ્રજાપક્ષની બેન્ચ પર બેઠેલા જુઓ તો તેનું નામ જેરામદાસ દોલતરામ એમ તમારે જાણી લેવું બોલવામા એમની શક્તિ સરસ છે અને એ બોલે ત્યારે બધા તેમને ધ્યાનપૂર્વક સાભળે છે.

રા. જેરામદાસ બહુ પાકા, ઉંડા, હોશીઆર છે. એમનો સ્વદેશ-પ્રેમ જબરો છે, અને તેવો જ જબરો અભ્યાસ એમણે હિંદુ મુસલમાન પ્રશ્નોનો કર્યો છે. હિંદુઓને જ્યા જ્યા ને જ્યારે જ્યારે અન્યાય થાય તે જોઈ તેમનું હૃદય બળે છે અને ધારા-સભામાં પણ 'માનીતા પુત્રો' તરીકે ઓળખાતા મુસલમાન ભાઈઓ જ્યારે હિંદુઓને દબડાવ-વાનો પ્રયત્ન કરે ત્યારે ત્યારે તેમની ધૃષ્ટતા ઉઘાડી પાડવાની તક તેઓ કદી જવા દેતા નથી.



રા. જેરામદાસ

રા. જેરામદાસને જાતે સત્તા લેવી ગમતી નથી પણ સત્તાવાળા-ઓને પાછળથી રમાડવાનો તેમને થોડો ઘણો શોખ જરુર હશે. શેતરજના મહોરા જેવા માણસોને ગોઠવવાનું તેમને ગમે છે, પણ એમની સંસ્કારિતા એમને ગન્ના પાણીમાં કદી પડવા દેતી નથી મોતીની શોધમાં ઉંડા પાણીમાં તેઓ ઉતરે છે ખરા, પણ દરેક જળમા કૈં મોતી નીપજે છે ?

સીંધનાં ખાસ હવાપાણીમાં તેમનાં શરીર અને મન ઘડાયાં છે અને સીંધના દષ્ટિકોણથી તેઓ બધા પ્રશ્નોને જુએ છે. સીંધી મુસલમાનોએ જે વિષમય કોમીત્વ ધારાસભામાં આણ્યુ છે તેનો પ્રત્યાઘાત તેમના મન પર થયો છે અને જાણે કે અજાણે તેઓ પણ કોમી થતા ગયા છે.

પણ બધું કહ્યા પછી તેઓ સરસ અને સંસ્કારી માણસ છે.

૬

જેરામદાસ દૌલતરામ બોલ્યા પછી સર ગુલામહુસેન ઉઠયા અને આ ટાઢા, સૌને મોઢે મીઠુ મનાવનાર અને એકવારના ઉસ્તાદ મીનીસ્ટરે એકઝીક્યુટીવ કાઉન્સીલરને પદેથી પહેલુ ભાષણ કરતાં પોતાનો ખરો મીજાજ બતાવી દીધો. ટાઈમ્સના લખ્યા પ્રમાણે તો એમને ફેરફાર જ આવ્યું અને હવે સૌની પરવા પુરી થઈ એટલે એમનુ શુદ્ધ મુસલમાની સ્વરુપ બતાવવાનો મોકો મળ્યો. એમણે ટેબલપર ટુકા હાથથી મુઠીઓ ઠોકી, એમના સ્થૂલ શરીરને લીધે એમને બોલતા બોલતા હાંફ ચઢી, મોઢામાથી થુક ઉડયા અને એમની ઝીણી આખોમાથી ઇસ્લામી તણખા —ખાસ કરીને જેરામદાસ તરફ અને સામાન્ય રીતે સૌ હિંદુ સભાસદો તરફ—ઉડયા. પણ આ મહાન બનાવનું મૂલ્ય કોઈ ન સમજ્યા. કેટલાક અટકચાળા મળ્યોએ એમની વચ્ચે બોલવાનું મહાપાપ કર્યું અને છેવટે 'તમે મશ્કરી કરશો તેથી હું ડરવાનો નથી' એમ એમને કહેવું પડયુ પણ આવી અણીની વખતે પ્રેસીડેન્ટ દહેલવી એમના ગૌરવની રક્ષા કરવા વહારે ધાયા અને એમની તરફ કેવુ માન દાખવવુ જોઈએ એનો પાઠ બધા ઓનરેબલ મેમ્બરોને આપ્યો ને છેવટે આ મહાન ભાષણ કરી થાકેલા સર ગુલામહુસેન બેન્ચ ઉપર ભાર દઈને બેસી ગયા.

એમનો સદ્‌ભાવ–અતિભાવ–ઉમળકો લાંબા વખતનો જાણીતો છે, ને તે ભાવની કદર સરકારે એમને આ મીનીસ્ટરપદ નવાજીને કરેલી છે. એમના મગજમાં માણસજાત માટે ત્રણ ખાના પડેલાં છે. એક ગોરી ચામડીવાળા મહાપુરુષો–જેમને માટે એમને અત્યંત માન છે–બીજા પયગંબર મહમદ સા ના અનુયાયીઓ–પાક મુસલમાનો, અને ત્રીજા જેમને માટે આ દુનીઆમા સ્થાન ન હેતુ જોઈએ એવા કાફરો. બીચારા તેઓ આ સદીમાં કવખતે જન્મવાને બદલે જો મોગલ રાજ્યમાં જન્મ્યા હોત તો જરુર એકેએક કાફરને મુસલમાન બનાવવાનું પુન્ય ઉપાર્જન કરી શકતે.

શરતના શોખીન જેવા એ ધારાસભાના શોખીન હતા અને છે. અને બનતા સુધી એક પણ દિવસ તેઓ તેમાથી ગેરહાજર ન રહેવાનો સંકલ્પ પાળે છે. આવા મહાન મીનીસ્ટર બોલવાને ઉભા થાય અને કોમી દૃષ્ટિબિંદુ શીવાય બીજુ એ શુ બોલે ? પણ ' એવણુ સાહેબ ' બોલ્યા ત્યારેએ કેટલાક સભાસદોએ ગરમડ કરી અને દહેલવી મીયાંને એમની વહારે ધાવું પડ્યું.

રહીમુદ્દીન આહમદ પછી ભાલુભાઈ દેસાઈ ઉભા થયા. આ ભાલુભાઈ સ્વભાવે તીખા ને કડવાબોલા છે એમ લોકો માને છે પણ એ સ્વરાજીસ્ટ છે. ધારાસભામાં બેસવા પુરતો સહકાર કરી બાકી સંપૂર્ણ અસહકાર કરવો એ એમની નીતિ છે. એ બોલવા ઉઠ્યા અને ' ગાંધીજી બારડોલી ગયા ' એવી ખબર ગેલેરીમાં પાસે બેઠેલા પડોશી તરફથી સાંભળી હું બને તો છાપુ મેળવવા નીચે જવા ઉઠી

લોબીમાં આ વખતે થોડાક સભ્યો ચહા પીતા હતા; કેટલાક ફરતા હતા. સૌ મળે તે કહેતું કે હવે ઠરાવતુ બ વિ foregone conclusion છે. કમીટી નીમાવાની ને સાથમન સહકાર થઈ જવાનો. જે બોલે તે નકામું છે.

આ વખતે બીચારા ભલા જેરામદાસ (જેરામદાસ દોલતરામ નહીં પણ દાદુભાઈના ભાઈ) ટેનીસ રમવા જવાનો વિચાર કરતા હોય તેમ લહેરે લહેરે ફરતા હતા એમણે મને કૈંકથી 'ગાંધીજી બારડોલી ગયા'ની ખબરનાું છપુ મેળવી આપ્યુ ને પાછા ચાલી ગયા

આ જેરામદાસ નડીઆદના જમીનદાર છે, અને રમતના-ખાસ કરીને ટેનીસના-ખુબ શોખીન દેખાવે અપટુડેટ, પણ સ્વભાવે ખુબ ભલા-છે. જમીનદાર હોવાથી દરેક વખતે એમને પ્રજાપક્ષમા રહેવુ કઠણ પડે છે, પણ બને ત્યારે એ પ્રજાપક્ષમા પોતાનો મત નોધાવે છે અને છેવટે કૈં ન બને તો તટસ્થ રહેવા પ્રયત્ન કરે છે

આ વખતે ઓનરેબલ સર ચુનીલાલ મહેતા ચિંતાતુર વદને પસાર થયા અને એક ટેબલ પર બેઠેલા કેટલાક મહારાષ્ટ્રીય સભાસદોની બારડોલીની ભાંજગડ વીશે ધ્યાન ખેચાયુ


સર સી. વી. મહેતા

રા વલ્લભભાઈને ગુજરાતના મેમ્બરો તરફથી રા. દાદુભાઈએ તે દિવસે તાર કર્યો હતો અને સર ચુનીલાલ મહેતા બારડોલીની સમાધાની માટે ખુબ મહેનત લેતા હતા. એમની તે દિવસની ચિંતા ખુબ જ સકારણ હતી. સર ચુનીલાલ મહેતાની ઓળખાણ આ સ્થળે કરવી-બારડોલીની લડતમા એમણે જે ભાગ ભજવ્યો છે તે જોતાં-સકારણ છે. છતા એમને ન ઓળખે એવા બહુ થોડા ગુજરાતીઓ હશે એ વાત પણ હું જાણુ છુ સૌને ખબર છે કે સર ચુનીલાલ મહેતા હોદ્દા પર હોત નહીં તો ગુજરાત રેલસંકટ વખતે કરોડ રૂપીઆ

પામન નહીં અને બારડોલી પ્રકરણમાંએ રા. હરિલાલ દેસાઈભાઈ દેસાઈને માથે સમાધાનીનો તાજ પહેરાવવાને એમના મિત્રોએ ઘણો યત્ન કર્યો અને પાછળથીએ સમાધાની એમણે જ કરી એમ જનસમાજને મનાવવાના પ્રયત્નો કરતા ખોટો ઇતિહાસ રચવા માંડયો છતાંએ સમાધાનીનો યશ તો સર ચુનીલાલ મહેતાને જ ઘટે છે. પણ આ જમાનામા જરૂરી પ્રચારકાર્ય તેમને કરતાં આવડયું નહીં; અને પછી હોદ્દા ઉપરથી ઉતર્યા ત્યારે જેમ એસ્કવીથને માટે એ પ્રધાનપદેથી ખસ્યો ત્યારે કોઈકે કહ્યું હતું કે આવડો મોટો માણસ ગયો પણ એક પીંછું પડે એટલો અવાજ પણ કોઈએ સાંભળ્યો નહીં, તેવુંજ લગભગ બન્યું.

પણ તેમાં તેમનો બહુ વાંક નથી. મુંબઈ સરકારના પ્રધાનમંડળમાં અંદરઅંદરની અદેખાઈ એટલી છે–અને તેમાંએ જે માણસ બીજાઓ કરતાં જરા ચઢતા પ્રકારનો લાગનો હોય તેને ઉતારી પાડવાના એટલા પ્રયત્નો થાય છે–કે એમના સહયોગીનું સંબોધન વાપરીને કહું તો એ "ચુનીયા" ને માટે બહુ જ થોડો સ્નેહ તેઓ ફાજલ પાડી શકતા હોય તો તેમાં નવાઈ નહીં.

સર ચુનીલાલ મહેતા પસાર થયા અને કોઈકે કહ્યું, ' લાલજીભાઈ ગુલામહુસેનને ખંખેરે છે." એટલે હું ચહા પીવાનો વિચાર માંડી વાળી તરતંજ એમને સાંભળવા ઉપર ગઈ. લાલજીભાઈએ ગુલામહુસેનને ઠીક ચોપડી, પણ હુ જરા મોડી પડી એટલે મેં બધું ભાષણ સાંભળ્યું નહીં.

૭

ચહા પછી ઉઠયા " ભજ મીનીસ્ટરપદ "નો ચાલુ જાપ જપનારા જાધવ મહારાજ. એકવાર તેઓ કેળવણી ખાતાના પ્રધાન હતા અને બ્રાહ્મણ–અબ્રાહ્મણનું લાકડું ત્યાં તેમણે ખુબ ઘુમાડયું હતું. એ હોદ્દેથી ઉતર્યા ત્યારથી એમને એ હોદ્દાનો મોહ હજી ઉતર્યો નથી અને બીલાડી દૂધના વાડકા તરફ તકાસી રહે તેમ એ પણ એ પદને માટે એકધ્યાન લગાવી

બેઠેલા છે અને હરિયાલભાઈ ખસે કે તરત તેને ઝડપી લેવાની એમની તૈયારી છે. આ વખતે એમના કરતાં મૌલવી રફીયુદ્દીન સરકારને વધુ પસંદ પડયા તેથી એમને ઘણું ખોટું લાગેલું છે. પણ આ વખત રીસ દેખાડવાનો નથી એમ એ સારી રીતે સમજે છે અને વળી કોએલીશન નેશનાલીસ્ટ પાર્ટીએ બે મીનીસ્ટરોને ધમકી આપી તેમાંથી કોઈક તો જશે જ એવી એમને આશા છે એટલે સાયમનની તરફેણમાં એમણે પણ મત નોંધાવ્યો.

આ વખતની સેશન્સમાં બીજી એક વાત પણ એમને માટે જાણવા જેવી છે જો કે આ વાતને અને એને સંબંધ નથી છતાં; અને તે એ કે સ્ત્રીઓનો વારસાનો હક્ક છીનવી લેવાનું બીલ આ સાહેબે જ મુકયું હતું અને સ્ત્રીઓને માટે 'અક્કલ વગર'ની, દોરવાઈ જાય તેવી તથા બીજાં વિશેષણો તેમણે વાપર્યાં હતાં; તે બધાં તો મને યાદ નથી પણ સ્ત્રીઓએ એમનાથી ભવિષ્યમાં જરુર ચેતતા રહેવા જેવું તો ખરું. આખી સ્ત્રીજાતિ તરફ જે આવો અભિપ્રાય ધરાવતો હોય તેની તરફથી સ્ત્રીઓ પ્રગતિની બીજી આશા તો શુ રાખી શકે ? સદ્ભાગ્યે આ બીલ સૌ મેમ્બરોને એવું હાસ્યાસ્પદ લાગ્યું કે કોઈએ એમને ટેકો આપ્યો નહીં અને પરિણામે એમને તે ખેંચી લેવું પડયું.

રા. જાધવ પછી એલીસન, એન્ડરસન, 'Natural leader' સરદાર મજમુદાર, વગેરે તથા બીજા કોઈ અધ્યાહણો બોલ્યા હવે તો ખુબ કંટાળો આવતો હતો પણ છેવટે ઘંટ વાગ્યો અને વોટીંગ શરુ થયું.

મતો ગણાતાં...૬૪...વિરુદ્ધ...૪૦...મતે કમીટી નીમવાનો ઠરાવ પાસ થઈ ગયો.

# સર
# ચીમનલાલ સેતલવાડ



માણસમાં બુદ્ધિ ઘણી હોય અને એક પછી એક સત્તાની પાયરીએ ચઢતો જાય ત્યારે દુનિયાની નજરમાં એની કારકીર્દી ફત્તેહમંદ ગણાય છે. પણ ભાવના વિનાની બુદ્ધિ દુનિયાની કહેવાતી ફતેહમંદીની પાર બહુ જતી નથી અને દુનિયદારી માણસ ફત્તેહની ટોચ પર છેક સુધી રહી પણ શકતો નથી. સર ચીમનલાલ સેતલવાડ એ આ કથનનું જીવંત દષ્ટાંત છે

સર ચીમનલાલ, સર ફીરોજશાહ મહેતાની રાજકિય નીશાળમાં ભણીને મોટા થએલા છે ને તે વખતના સરકારોનો વારસો એમના પર એટલો બધો છે કે એની પાર એ જોઈ શકતા જ નથી. એમના વખતનું રાજકિય જીવન એટલે અરજીઓની પરંપરા. સરકાર ખોટો કાયદો પસાર કરે તો તેની સામે અરજી, થોડા હક્કના ટુકડા જોઈતા

હોય તો તેને માટે અરજી; પ્રજાનાં દુ:ખોનો નીકાલ કરવો હોય તો તેને માટે પણ અરજી, અને દેશમાં કે પરદેશમાં હિંદીઓનું સ્વમાન લુંટાતું હોય તો તેની પણ અરજી તે વખતની ઈન્ડીયન નેશનલ કોંગ્રેસ પણ ઠરાવો કરવા અને અરજીઓના ફેનરા ઘડવા સિવાય બીજું કંઈ કરતી ન હતી આજે સને ઓગણીસસો ને ત્રીસમાં પણ સર ચીમનલાલ હજુ આ અરજીવાળી મનોદશામાંથી મુક્ત નથી થયા. દર ત્રીજે દહાડે વાઈસિરોય કે ગવર્નર કે હિંદી પ્રધાન પરના તેમના અભિપ્રાયો ને અરજીઓના ફેનરા છાપાઓમાં છપાએલા આપણે વાંચીએ છીએ. એમના મનથી હિંદુસ્તાનનું સ્વરાજ્ય લેવાની (ના, ભુલી. ડુમીનીઅન સ્ટેટ્સથી એક ડગલું આગળ ચાલવાની એ ના પાડે છે). આ 'કોન્સ્ટી-ટ્યુશનલ મેથડ' છે. કદાચ તેઓ આ અરજીઓનાં ફેનરાઓ રા. વિઠ્ઠલભાઈ કહે છે તેમ 'રખેને રદી જવાય' એ બ્હીકે પણ આટલા ઉપરાઉપરી કાઢતા હોય! કદાચ આટલી ઝડપથી ચાલતી દુનિયા એમને છેક ભુલી જાય એવી પણ બ્હીક લાગતી હોય! ગમે તેમ, પણ એમના અભિપ્રાયો ને સરકાર પરના તારો પ્રજા મોટે અક્ષરે લગભગ દર ત્રીજે દહાડે છપાએલા જુએ છે. વાંચે છે કે નહીં એ જુદી વાત છે.

મુંબાઈ ઇલાકામાં ગાંધીજીથી બીજે નબરે આજે એમનું સ્થાન હોત! પણ 'હોત' ને 'તો' કાઢવા કંઈ સહેલાં છે?

આહા! ભાવિને ચોપડે અમર થઈ જવાય એવી કેટકેટલી તકો એમને સાંપડી ને એમણે ગુમાવી? ફીરોઝશાહ જેવા આગેવાન નીચે એમણે જીવન શરૂ કીધુ અને મુંબાઈના રાજકિય જીવનમા એમણે ઘણા વર્ષો રાજ્ય ભોગવ્યુ, પણ તે વખતે ન એમણે પ્રજાને દોરી કે ન એક ડગલું હિંદુસ્તાનનુ ભાવિ એમણે આગળ ચલાવ્યુ ગવર્નરની ધારાસભામા પાચ વર્ષ એમણે એકઝીક્યુટીવ કાઉન્સીલર તરીકે કાઢયા ને પ્રજાને માથે લોઈડ બરાજ ને બેકબેની બારીઓ ઠોકાઈ તે એમના વખતમા, એમની જાણમાં ને એમની સહાયથી આજે એ બે ખાડાઓમા મુંબાઈ ઇલાકાના કરોડો રૂપીઆ કયા હોમાઈ ગયા એની કોઈને ખબર નથી

ને મુંબાઈ યુનિવર્સીટીના વાઈસ ચાન્સેલર તરીકે એમણે તેર તેર વર્ષ રાજ્ય કર્યું,—ને પરિણામ? પરિણામ એટનુ કે યુનિવર્સીટી ચાલી ને એણે પૈસા બચાવ્યા. લાખો માણસો જ્ઞાન લેવાને આવતા હોય ત્યાં યુનિવર્સીટી જેવી કેળવણીની સસ્થા ધધાના ધોરણ પર ચાલે ને પૈસા બચાવે એ વાત સહી લેવા જેવી છે? બગાળમા એક અમનોલ મુકરજીએ વાઇસ ચાન્સેલર તરીકે યુનિવર્સીટી કેળવણીની આખી દિશા બદલી નાખી ઘેર ઘેર ને ગામડે ગામડે એમણે જ્ઞાનપ્રદિપનુ બને તેટનુ અજવાળુ ફેલાવ્યુ હા, કદાચ બગાળની યુનિવર્સીટી આટલી પૈસાદાર ન થઈ ને એનો પ્રદેશ મોટો થતો ગયો તેમ પૈસાનો ખાડો પણ પડવા માડયો પણ આ દેશમા કેળવણીને માટે સરકાર ને પ્રજાની પાસેથી વધારેમા વધારે પૈસો પડાવી ન શકે તે વાઈસ ચાન્સેલર શુ કામનો? યુનિવર્સીટી એ માત્ર થોડા છોકરા છોકરીઓ પાસ કરવાનુ કારખાનુ નથી એ તો પ્રજાનુ જ્ઞાનમદિર છે, અને વાઈસ ચાન્સેલર તે તેનો મુખ્ય પુજારી છે. એ મદિરમાથી પ્રજાનો સૌથી વધારેમાં વધારે ભાગ

પોતપોતાનાં મુસ્લિમ દિલ અજવાળવા માટે જ્ઞાનદિવડા ન પ્રગટાવે તે એ મંદિરની મહત્તા શી? સર ચીમનલાલમાં તીવ્ર બુદ્ધિ છે પણ ભાવિમાં દૃષ્ટિ નાંખવાની શક્તિ નથી. ચાલુ કામ એમને સારું કરતાં આવડે છે; નવું કામ એમને ઉપાડતાં આવડતું નથી. ને તેથી મુંબઈ ઇલાકાને કેળવણીની દિશામાં આગળ વધારવાને એમણે વાઇસ ચાન્સેલર તરીકે પ્રતાપી ડગલાં ભર્યાં નથી. જે થોડું ઘણું થયું હોય તેનો જશ તો વર્ષોથી એ દિશામાં કામ કરનાર છૂટીછવાઈ વ્યક્તિઓને ઘટે છે.

અને જ્યારે એ હોદ્દા ઉપરથી ઉતર્યા ત્યારે મુંબાઈ સરકારે નવી પસંદગી એમનાથીએ ઉતરતી કરી એટલે લોકોને ખામ હરખાવાનું કારણ પાછળથી મળ્યું નહોતું. પણ મુંબાઈ સરકારને ત્યાં તો માણસોનું દેવાળું છે. મુંબાઈ સરકારની કાઉન્સીલ, મુંબાઈ સરકારના પ્રધાનો ને મુંબાઈ સરકારે નીમેલા વાઇસ ચાન્સેલર એ આ કથનનું ઉઘાડું સમર્થન છે.

અને સરકારને રીઝવવાના આટઆટલા અભિપ્રાયો ને ઇન્ટરવ્યુઓ આપ્યા છતાં સરકારને ત્યાં એમનાં શાં સન્માન છે? સરકારને અત્યારે અંગ્રેજીમાં જેને Window-dressing કહે છે તે કરવાને થોડા મોડરેટોની જરૂર છે, પણ The man who can't deliver the goods has no value in their eyes. ને સર ચીમનલાલના અભિપ્રાય પછવાડે એમની જાત સિવાય કે પાંચ સાત સર કાવસજી ને જહાંગીર પીટીટ જેવા મોડરેટો સિવાય બીજા કોનું બળ છે? ગોળમેજી કોન્ફરન્સમાં જઈને એ કંઈ પણ કરી આવે તો એમની કબુલાતો સ્વીકારવાને હિંદુસ્તાનમાંથી આજે એક પણ માણસ તૈયાર છે? ડુમીનીઅન સ્ટેટસ કે ઇન્ડીપેન્ડન્સ આવશે તો જુલમ નીચે ચગદાએલા લોકોના લોહીથી આવશે, નહીં કે સર ચીમનલાલ સેતલવાડના ઇન્ટરવ્યુઓથી આવશે.

સર ચીમનલાલથી આજના લોકોની મનોદશા સમજાતી નથી

એમને લોકોની ચળવળમાં તોફાન સિવાય કંઈ દેખાતું નથી. લોકોના હૃદયમાં અન્યાયોની સામે જે લાવારસ બળે છે તેના કારણોમાં પોતે સમજે તોએ એ ઉંડા ઉતરવા માગતા નથી પણ ખરી વાત એ છે કે સર ચીમનલાલના હૃદય કરતાં મગજ બહુ મોટું છે પોતે જાતે સુખમાં ઉછર્યા અને સરકારી ઓદ્ધા ભોગવ્યા એટલે હજારો જુવાનો—જે જો બીજા દેશમાં જન્મ્યા હોત તો રાજ્યના ને દેશના આભૂષણ થાત તે—આજે આ દેશમાં તકોને અભાવે નકામા સડે છે ને મરે છે એ હિંદના જેવી વાત એ જોઈ શકતા નથી એમને પારકાના દુઃખ સમજવા જેટલું હૃદય નથી એમનામાં બીજી ઘરની ભવ્યતા સમજવાનું મગજ છે ને એ ભવ્યતાની તારીફ એમની બુદ્ધિ સદા કર્યા જ કરે છે

ને સર ચીમનલાલમાં કોઈને મિત્ર બનાવવાની શક્તિ બહુ ઓછી છે એ પોતાના હૃદયમાં કોઈને સ્થાન આપતા નથી અને કોઈના હૃદયમાં એમનું સ્થાન છે નહીં એમનો સ્વભાવ લહેરી છે ને મજાહ કરવા એમને જોઈએ છે પણ એમનું અંતઃકરણનું અતડાપણું માત્ર વાતચીત પૂરતું સિવાય કોઈના હૃદયમાં એમને વધારે વાર ટકવા દેતું નથી એમની બુદ્ધિને માટે ઘણાને માન છે, ધારાશાસ્ત્રી તરીકે કાયદાની ગુંચો ઉકેલવામાં એમની શક્તિ માટે પણ બે મત નથી, એમની વાત કરવાની રીત સરસ છે અને તેમાં હમેશાં વિવિધતા હોય છે એમની ખુશમીજાજી સોબતમાં જ્ઞાન ને ગમ્મત બન્ને મળ્યા વગર રહેતા નથી

પણ આટલું છતાં એમની ને સામા માણસની વચ્ચે મોટી દિવાલ છે એમનો અસ્પર્શ્ય અને અતડો સ્વભાવ માત્ર માનનો અધિકારી છે પ્રેમનો નહીં

સર ચીમનલાલ વ્યાવહારિક દુનિયામાં ગણત્રીબાજ ગણાય છે કોઈના સુખદુઃખનો એમના બરફ જેવા ઠંડા મગજપર ભાગ્યે જ સ્પર્શ

થાય છે ને છતાં એ હૃદયહીણા છે એમ ન કહી શકાય. પણ એ હૃદય સહેલાઈથી કોઈની પાસે ઉઘડે એવું નથી. આખો જન્મારો અતડાપણાની કેળવેલી ટેવ આજે કોઈને એમના મિત્ર થવા દે એવું નથી. જુવાનીમાં ને સત્તાના શિખરેથી કદાચ મિત્રોની જરૂર એમને નહિ લાગી હોય ! આજે ઘડપણમાં–જીવનના સંધ્યાકાળના ઝાંખા અજવાળામાં એમને વાત કરવાને પોતાને સમજે એવા કોઈ મિત્રની જરૂર નહિ પડતી હોય ? પડતી હોવી જોઈએ એમ હું માનું છું. ને પોતાના અંતઃકરણની એકાંત ટાળવા સર ચીમનલાલે આખી જીંદગીમાં ન કર્યું તે આજે કરે છે. તે શનિવારે શનિવારે રેમીસમાં જાય છે, ખાણીપીણી પર મિત્રોને નોતરે છે. દુનીઆપગનો એમનો દેખાતો નિર્વેદ એમણે થોડોઘણો ઉતારી નાખ્યો છે. લોકો એમાં માત્ર સર ચીમનલાલનો નવો પવન જુએ છે મને એમાં એકલા માનવહૃદયની મૈત્રીની શોધ શીવાય કંઈ

## શ્રીયુત
## એમ. આર. જયકર



હિન્દુસ્તાનના કોઈ બીજા પ્રાંતમાથી કોઈ પરદેશી પરોણો તમને મળવા આવે કે કોઈ મિત્રને ત્યાં મળે અથવા હિંદુસ્તાનના બીજા પ્રાંતોમાં તમે જાઓ ને ત્યાંના કોઈ સજ્જનની મહેમાનગીરી ચાખતા હો ત્યારે વાતનો વિષય હિંદુસ્તાનના મોટા માણસો હોય છે. જેટલા પ્રમાણમાં યજમાન અને મહેમાન મોટાં માણસોને ઓળખતાં હોય તેટલા પ્રમાણમાં વાતનો વિષય લખાય. મોટા કોને ગણવા એ યજમાન અને મહેમાનના દૃષ્ટિબિંદુ અને સામાજીક સ્થિતિ પર આધાર રાખે છે.

હિંદુસ્તાનમાં મોટા માણસો અનેક છે. તેમા રા. મુકુંદ આર. જયકરનું નામ ઘણે ઉચ્ચે નજરે આવે છે. વાતચીત પણ મુખ્યત્વે કરીને અંગ્રેજી ભાષામાં થાય છે, કારણ કે પરપ્રાંતો
ભાષાનો ઉપયોગ શક્ય બન્યો નથી. વાનમા ને ન

" Do you know Mr. M. R. Jayaker ? " " Yes, he is a very cultured man Isn't he ? " એ એનો ઘણુ ખરૂં હમેશનો ઉત્તર કેટલાક મનુષ્યોને માથે અમુક વિશેષણોની છાપ હમેશાની પડેલી હોય છે. રા જયકરને માટે Cultured Man નો ઇલ્કાબ સૌ એમને માટે વાત કરતા વાપરે છે

અને રા જયકર ખરેખર સસ્કારી માણસ છે એમની બીજી શક્તિઓ માટે ગમે તેટલા બે મત હોય પણ હિંદી સરકારથી માંડીને જાહેર જીવનનો રસીયો સાધારણ ગ્રેજ્યુએટ રા. જયકર સસ્કારી માણસ છે એમ એકે અવાજે કબુલ કરે છે. જો કે દરેકની સંસ્કારિતાની વ્યાખ્યા જુદી હોય છે ધારાસભામા સુન્દર બોલે, પ્રધાનોના ડ્રોઇંગરુમોમાં સુંદર અને અણીવાળી વાત કરી શકે; સરકારની જરુરની વખતે એનુ દ્દષ્ટિબિંદુ સમજી પોતાના મુદ્દા માટે ખુબ દબાણુ ન કરે; મીજબાનીઓમા સુદર યજમાન અને આકર્ષક મહેમાન બને બની શકે-એવું નામ તે સંસ્કારી માણસ એવી સરકારની વ્યાખ્યા છે. સાધારણ માણસ એમની બોલવાની છટા પર, એમના સંગીતપ્રેમ વીશે સાંભળેલી વાતો પર, એમના કલ્પેલા સારા સ્વભાવ પર અને પોતાના પડોશીના અભિપ્રાય પર એમની સસ્કારિતાની વ્યાખ્યા રચે છે. મિત્રો એમના સહવાસમાં આવી એમને સંસ્કારી માણસ ગણે છે. બધાં દ્દષ્ટિબિંદુઓ જુદાં છતાં એક વાત ચોક્કસ છે કે રા જયકર સંસ્કારી માણસ છે. પણ આ વાક્ય જુદી જુદી વાર એટલીવાર સાભળવામાં આવે છે કે એનો ખરો અર્થ ઘણીવાર ગુમાઈ જાય છે.

રા જયકર જન્મે અને સ્વભાવે aristocrat ( અમીર-જો કે એ શબ્દમાં પુરેપુરો અર્થ આવતો નથી ) છે એમનામાં જુની ખાનદાની અને નવી સંસ્કારિતા બન્નેનું મિશ્રણ થએલુ છે. પોતાનુ ઘર એ પોતાનો કિલ્લો હોય તેમ તેને શણગારવામાં એ રાચે છે, અને વીન્ટર રોડનો બંગલો એ એમના ગર્વનો ખાસ વિષય છે. કોઈ મહેમાન

એનાં ચિત્રો, એનો ડાઈનીંગ રુમ, ત્યાંનો દેખાવ વખાણ્યા વગર નહીં ગયાં હોય. એ બંગલાની દરેક ખુબી બતાવવી અને એની પ્રશંસાની મોજ લેવી એમાં રા. જયકરને ખાસ આનંદ પડે છે.

સંગીત પર પ્રેમ હોવો એ સાંસ્કારિતાનું ખાસ નહીં તો એક લક્ષણ છે, અને તે રા. જયકરમાં છે. એ ઉસ્તાદ નથી પણ ઉસ્તાદોને પારખે એટલા સંગીતનિષ્ણાત છે. ને ઘણીવાર કામના ભોગે પણ સંગીત સાંભળવા લલચઈ જાય એટલી એમની સંગીતપ્રીતિ કે સગીત નબળાઈ જે કહો તે છે.

ઓગણીસમો અઠ્ઠાવીસના ડીસેંબરની કલકત્તાની એક રાત્રિ મને યાદ આવે છે કલકત્તામાં નીરમળચંદર ચદરે સગીત પારટી ગોઠવી હતી અને જયકર તે વખતે તેમના મહેમાન હતા. એક બાજુ ઓલ પારટીઝ કોન્ફરન્સમાં હિંદુ મુસલમાનનો પ્રશ્ન છણાતો અને હિંદુ મહાસભાના આગેવાન તરીકે બપોરે રા જયકરે જીનાની આસમાની વાતોને જમીનદોસ્ત કરી હતી. રાતે એજ વાટાઘાટ ગરમાગરમ ચાલતી હતી. અમે સૌએ ધાર્યું કે આજે જયકર પાર્ટીમાં નહીં આવે. ને

એમને વરી છે. છતાં, કોણ જાણે શાથી, ખરી મોટાઈને ને ગ. જયકરને આર આગળનું છેટું રહ્યાં જ કરે છે. મોટાઈનો પ્યાલો છેક હોઠ સુધી આવી નહીં પીવાયો હોય એવું રા જયકરને કેટલીયવાર બન્યું હશે! કાં તો એમનામા મોટાઈને ઝડપવાની પુરેપુરી હીંમત નથી, કે કાં તો મોટાઈ ને માટે છેક છેવટ સુધી જવાની શકિત નથી એમનાથી મોટાઈ મેળવવાનો એક માર્ગ નક્કી થઈ શકતો નથી કયા પ્રકારની મોટાઈ જોઈએ છે એ વાત પણ કદાચ મગજ આગળ ચોક્ખી નહીં હોય! પ્રજાકીય લડતના જુવાળ આવે ત્યારે તેના મોજાના ફીણ પર તરતા નેતાઓ લગભગ અમાનુષી મોટાઈના અધિકારી કીનારા પરના માણસને લાગે ને તરવાની પુરેપુરી શકિત વિના એ મોટાઈ લેવા દરિયામાં ઝપલાવે ને ડુબવા માંડે તેમાં દોષ કોનો? ને રાજમહેલની દિવાલ આગળ સત્તાની નદીઓ વહેતી હોય અને ઝળાં ઝળાં થતી મહેલની રોશનીના અજવાળામા એ અપાર્થિવ લાગતી ગંગાજીમા તરવાનું મન થાય એ પણ છેક સ્વાભાવિક નથી શું? માણસને માટે સત્તા લેવાના ને મોટાઈ મેળવવાના બે માર્ગ છે. એક તરવરતા માનવસાગરની અગાધ શકિતઓનાં પુર ઝીલી બળવાન થવાનુ, બીજું તોપ ને તલ્વારને બળે રાજ્ય કરતી સરકારી સત્તાના પ્રતિનિધિ થવાનું. બંને રસ્તા એકલક્ષી ભકિત માગી લે છે. જે માણસ બંને બાજુ આકર્ષાય તેના હાથમાંથી ઘણુંખરુ બને બાજુઓ સરી જાય છે.

અત્યારસુધીનો રા. જયકરનો આ અનુભવ છે–હશે. આજે ભુતકાળનો પાઠ રા. જયકરે સંભારી રાખ્યો લાગે છે.

પણ આમાં રા જયકરનો બહુ વાંક નથી. ૧૯૨૧ ના મહાન જુવાળ વખતે પ્રેકટીસ છોડીને એ સત્યાગ્રહમાં જોડાયા એ એક આદર્શની સિદ્ધિને અર્થે. કેળવણીની એક પ્રજાકીય મહાસંસ્થા કરવાનો એમનો આદર્શ હતો. એ પ્રેકટીસ છોડે ને સત્યાગ્રહમા જોડાય તો એ સંસ્થાને માટે જોઈતા પૈસા તીલક સ્વરાજ્ય ફંડમાથી મેળવી આપવાનું કેટલાક આગેવાન

સત્યાગ્રહીઓએ એમને વચન આપ્યુ હતુ એમ કહેવાય છે. પણ ભૂતકાળમા જેમ માણુમ વટલાય ત્યાંસુધી તેના જીવનમાં મીશનરીઓ રસ લે ને મોટા મોટાં વચનો આપે અને વટલાયા પછી તેના સામુ પણ ન જુએ એવું ગ. જયકરને સત્યાગ્રહ વખતે થયુ. વટલાયા પછી હવે કયા જવાનો છે એવી મીશનરીની મનોદશા તે વખતે કેટલાક સત્યાગ્રહીઓમા પણ હતી. બીજો જબરો માણુમ હોત તો એમની વચ્ચે રહેત, એમને સાથે જરુર પડે તો લડત, ઝઘડત, પણ પોતાનો આદર્શ સિદ્ધ કરત; પણ રા. જયકરના સુંવાળા ખાનદાની સ્વભાવમાં ઉમોકસીની જાડી લાતો ખાવાની ને સામી ખવરાવવાની શકિત નથી તકરાર કરતા એમનો રક્ષણમા રહેલો કુમળો આત્મા હમેશા કપે છે ને "રાણી ગાળો ખાય ત્યારે મહેલમા સતાય," તેમ સત્યાગ્રહની સત્તાગ્રહી છાવણીમાથી પોતાના ઘરના કિલ્લામાં જઈને એ ભરાઈ બેસે છે.

રા. જયકરથી ટીકા સહન નથી થતી આ પ્રજામતવાદી જમાનામા ગમે તેવા હલકા માણુસને ગમે તેવા સારા માણસના સારા આશયથી કરેલા કૃત્યને હલકામા હલકા વિશેષણોથી વખોડવાનો હક્ક છે એ વાત એ ભુલી જાય છે વખોડનારો જેમ વધારે હલકો તેમ એની ગાળોનું જોર વધારે ગાળો ખાનાર જેમ વધારે સારો તેમ એના દરેક કૃત્યમાં કાળાશનો સભવ કલ્પનાર વધારે. જાહેર જીવનમા દરેકને સતોષ નથી અપાતો ને ભુલેચુકે રસ્તાનો ચાલનાર પણુ નારાજ થયો તો એને માટે જાહેર છાપાઓ ઉઘાડાં છે. સારા માણુસને બદનામ કર્યા વગર આજનાં છાપા જીવી નથી શકતા એ એક ઉઘાડુ સત્ય છે. એનું એક નાનુ સરખું દૃષ્ટાન્ત લઈએ તો ગ જયકર પર ટીકા કરવામા હેરલ્ડના

રા. જયકરના જીવનમા સોનાની થાળીમાં લોઢાની મેખ હોય તો તે તેમના કેટલાક પ્રતિપક્ષીઓ છે. ગાંધીજીની મહત્તાની તો કોઈથી હરિફાઈ થઈ શકે તેમ નથી પણ મોતીલાલજીની પહોંચાય એવી મહત્તા હજુ મળી નથી–એકદમ મળે એમ પણ નથી એમ રા. જયકરને નહીં લાગતું હોય? ને ગ જીનાની ગર્વભરી છટા પ્રતિસ્પર્ધિ તરીકે એમને ન ખુચે તો એ માનુષી ન કહેવાય. મોટી મોટી વાતો કરવાની ને લોર્ડ ફ્રોકલેડ જેવા તાપથી ચાલવાની રા જીનામા એક આદત છે, ને મુસલમાનોને પપાળવાની લોકોની ને સરકારની બન્નેની નીતિને લીધે એમને વધારે પડતી અગત્ય મળી છે. દેશમાં જે સ્થાન મોતીલાલજીનુ છે અને એમનાથીએ કેટલાક ઉતરતાઓનું છે ને સ્થાન આજે રા. જયકરનું નથી. ધારાસભામાં મોતીલાલજીનો ફરજ્યો, રા. વિઠ્ઠલભાઈની ધારદાર નજર અને રા. જીનાનો મિજાજ ઘણીવાર રા. જયકરનો પીત્તો ઉકળાવતા હોવા જોઈએ એમ આપણે માની લઈએ તો તેમાં કઈ ખોટું છે? આજે વડી ધારાસભામાં રા વિઠ્ઠલભાઈ ને પડિત મોતીલાલજીની ગેરહાજરીમાં રા. જયકરને ધારેલું સ્થાન મળ્યું છે, અને રા. જીનાનો મિજાજ દહાડે દહાડે જુનો થનો જાય છે, અને એ પ્રતિસ્પર્ધિ છતાં રા. જયકરને લીડર ઓફ ધી ઓપોઝીશનનું સ્થાન મળ્યું છે એ સુચવે છે કે હવે દુશ્મન જીતાયો છે. હમેશને માટે છે એમ રા. જયકરના મિત્રો જરુર ઇચ્છશે રાઉંડટેબલ કોન્ફરન્સમાં તો રા. જયકર જરુર જશે, પણ આજના સુલેહના સંદેશવાહક તરીકે એમનું કાર્ય ફળે કે ન ફળે તોએ સરકારના નવા પ્રધાનમંડળમાં રા. જયકરનું ઘણીવારનું ઇચ્છેલુ સ્થાન એમને મળશે એમ આપણે તર્ક કરીએ તો એમાં બહુ મોટી તર્કશક્તિની જરુર છે એમ મને લાગતુ નથી.

રા. જયકરે જીંદગીમા ઘણી તકો ખોઈ છે. હિંદુમહાસભાના પ્રેસીડેન્ટ તરીકે જરાક વધારે કલ્પના ને શક્તિ વાપર્યાં હોત તો માલવીયાજી કરતાં મોટું સ્થાન આજે એમનું હોત; આટલી શક્તિ ને

સમૃદ્ધિ સાથે એક વર્તમાનપત્ર એમણે ચલાવ્યુ હોત તો ઘણી ગેર-સમજુતીઓ તે દૂર કરી શકત, ને જરાક જો વધારે ઇચ્છાશક્તિ વાપરી હોત તો રા. જયકરના જીવનમા તકોનો અભાવ નહોતો જે એ આજે આટલા વર્ષે મેળવશે તે એમણે દસ વર્ષ પહેલા મેળવ્યુ હોત પણ ગઇ તિથિ તો બ્રહ્મા પણ નથી વાચતા તો આપણે શા માટે વાચવી?

રા જયકર મિત્ર તરીકે સારા છે, પણ એમની મિત્રતાનો પ્રવાહ એકધારો નથી. આજે મંકોચ નહીં, કાલે ખરે, એવી એમની મનોદશા છે કદાચ એમની મિત્રતાનો ગેરલાભ ઘણાએ લીધો હોય ને તેથી મુળ સ્વભાવ નિખાલસ છતા કોઈ કોઈવાર વ્હેમી પણ થઈ જવાનું હોય! પણ રા જયકરને પોતાની લાગવગ દેખાડવાનુ ગમે છે ને પ્રશસા એમને અપ્રિય નથી.

રા જયકરના જીવનમા એમની માતાની અસર ઘણી છે સ્વભાવે એ વાતોના શોખીન અને નાની નાની બાબતોમા મદદ કરવાને હમેશા તત્પર હોય છે એમને પોતાની આસપાસ માણસો એકઠા કરવાનું ગમે છે

પણ બધુ કહ્યા પછી એટલુ જ કે રા જયકર મોટા માણુસ છે, મહાન માણુસ નથી.

# શ્રી. મહંમ્મદઅલી ઝીણા



**રા.** મહમ્મદઅલી ઝીણા માટે કઈ પણ લખવું એ ઘણું મુશ્કેલ કામ છે પહેલાં તો એમની ખરી અટક કેમ વપરાય એ શોધી કહાડવું જરૂરનું છે દેખાવમાં પોણા ૭ ફીટ ઉંચા છતાં એમની અટક ઝીણા છે કે લહેકો કરીને ઉચ્ચારાય એમ ઝીઈણા છે કે અંગ્રેજીમાં તાપમાં બોલાય એમ મી. જીન્હા છે તે નક્કી કરવાનુ છે. આ દેશમાં અંગ્રેજી ભણેલા લોકો અંગ્રેજી ઉચ્ચારો પણ દાખલ કરે છે એટલે અસલ નામ શું હતું તે ઘણીવાર શોધવુ મુશ્કેલ થઈ પડે છે મારી પંચગનીની એક પારસી પડોશણની અટક ગાંધી છે તે પણ મીસ ગેન્ડીને નામે ઓળખાય છે, અને કોઈ એમને ગાંધી કહીને બોલાવે તો મોટુ અપમાન લાગી જાય છે. રાયનુ રૅય અને ઠાકુરનું ટાગોર તો આપણે ક્યારનુ સ્વીકારી લીધુ છે. એકવાર ઉત્તર હિંદુસ્તાનમા મુસાફરી કરતા રેલ્વે ગાઈડમાં મને મથુરા જડે જ નહી એક મત્રા કે મુત્રા ઉચ્ચાર કરવો તે સમજાયુ પડે નહીં એવું અંદર નામ હતું પણ તે જ મથુરાં, તે તો સ્ટેશન આવ્યું ને ગયુ ત્યારે જ મને સમજ પડી પણ અત્યારે આ

નામની માથાકુટમાં ન પડતાં સગવડને ખાતર આપણે ગ ઝીણા અત્રે સ્વીકારી લઈશું'.

રા. ઝીણા બહુ અક્કડ અને તોરી માણસ છે એ તો સર્વત્ર સ્વીકારાએલું સત્ય છે. એ મિજાજી દેખાય, અક્કડ ચાલે ને કોઈની પરવા કરે નહીં જેને કોઈના સુખદુખમાં ભાગ લે નહીં ને પોતાના સુખદુખમાં કોઈને ભાગ આપે નહીં. ને કોઈની સાથે કામ પાડતાં પોતાની સર્વોપરિતા જ્યાસુધી સ્વીકારાય નહીં ત્યાસુધી એમને જપ વળે નહીં અંગ્રેજીમા જેને 'સ્નોબ' કહે છે તેવાની સાથે એને 'સ્નોબ' થતાં આવડે છે પોતાની તરફ સન્માનથી જોનાર ટોળી તરફ એ હસીને ખુશમિજાજથી વાત કરે છે

ગ. ઝીણાને પોતાના ગૌરવનો ખ્યાલ બહુ હોવો જોઈએ એમ એમનાં વર્તન ઉપરથી આપણે અનુમાન કરી શકીએ પોતે ઘણા મોટા માણસ છે એ વાત એમનાથી સહેલાઈથી ભુલી જવાતી નથી પ્રતિસ્પર્ધિને એ બોલવામા મહાત કરે તે ભાગ્યે જ વાદવિવાદ ચલાવીનેઃ ઘણુંખરૂ તો બોલવાની છટાથી, સામો માણસ કચરો હોય એમ એની સાથેના વર્તનથી, વગર ઢાંકેલા તીરસ્કારથી અને લોર્ડ બર્કનહેડ જેવા તાપથી જો કે લોર્ડ બર્કનહેડની એ ઘણી નરમ આવૃત્તિ હશે એમ આપણે માની લઈએ તો પણ હિંદુસ્તાનમા એ પ્રકારના નમુનાઓનો અભાવ હોવાથી રા. ઝીણા ખાસ જુદા પડી આવે છે. ખુદાતાલાએ મહેરબાની કરી છે કે એ મુસલમાન જન્મ્યા છે એટલે પ્રજાપક્ષ એમના ધાર્મિક ઝનુનના અભાવવાળા સ્વતંત્ર મિજાજને પંપાળે છે અને સરકારને આવા સ્વતંત્ર માણસો પોતાની સાયમા છે એમ દેખાડવુ છે

રા ઝીણામા પહેલાં ભલે કોમીવાદ નહીં હોય પણ એમનામાં થોડા છેલ્લા વર્ષોની કોમી મતદારી રીત પછી એટલુ જાણવાની ચતુરાઈ તો છે જ કે જો ધારાસભાઓમા જવું હોય અને મત લેવા હોય તો કોમી દૃષ્ટિબિંદુ પોતાના ક્રમમા લાવ્યા વગર છુટકો

નથી મહાત્મા ગાંધીના હિંદુસ્તાનમાં આવ્યા પછી આરામખુરશીમાં બેસી પટલાઈ કરતા રાજ્યદ્વારી નેતાઓ સ્વતંત્ર પ્રજાપક્ષ પાસેથી બહુ મતોની આશા રાખી ન શકે અને શ્રી ઝીણાથી કંઈ ખાદી પહેરી, ગામોગામ ફરી લોકોના જેવા થઈ રહેવાય નહીં કોંગ્રેસના મંડપમાથી કે કાવસજી જહાગીર હોલમાથી લોકો પ્લેટફોર્મ પર બેઠેલા શ્રી ઝીણાના ભાષણો સાંભળીને વખાણી જાય ત્યા સુધી ઠીક છે પણ એથી વધારે એ બધા લોકોની સાથે સમાગમમા આવવુ! ઉમરાવો ને વાઈસરોયો ને વડા જજોની સાથે ખાણુ લેનાર શ્રી ઝીણા આટલી બધી પાયરીએ ઉતરે એ બનવુ જ શકય નથી ને તેથી ન છુટકે શ્રી ઝીણાને કોમી દૃષ્ટિબિંદુ પોતાના રાજકીય પ્રોગ્રામમા આણવુ પડયુ છે દરેક કોંગ્રેસમા ને ઓલ પાર્ટીઝ કોન્ફરન્સોમા ગ. ઝીણા પોતાને જાતે મુસલમાનોના પ્રતિનિધિ બને છે પ્રેસીડેન્ટ વિલ્સન જેવા એમના પ્રખ્યાત ચૌદ કોમી મુદ્દાઓ હજુ જુના નથી થયા ને વાઈસરોય કરતાં વધારે તાપથી મોડા આની વચ્ચે બેસી દરેકને પોતાની મોટાઈનુ ભાન કરાવી તાપમા ને તાપમા શ્રી ઝીણા ઉચ્ચારે છે "Gentlemen! do you want to take the seven crores of Mussalmans with you or not? If you do, very well then, these are the terms Remember, they are a very important minority Unless you give them all that they want you can't have

તરફેણનો હતો તે પણ સામે થઈ ગયો. 'પ્રભુ મારા મિત્રોથી બચાવો' એવી પ્રાર્થના મુસલમાનો કોઈ દહાડો કરશે તો નવાઈ નહીં.

ડા. ઝીણા ગમે તેમ છે પણ ધ્યાન ખેંચે એવી મૂર્તિ તો છે જ. એમનાં ફેશનેબલ કપડાં, એમનો–"શુ ખુબસુરત કડીશુ?" "દેખાવડો ઠીક પડશે" "જુવાનીમા દેખાવડો પણ હાલ શુ?"–હાલ પણ દેખાવડો જ પણ જરા પાકો થતો જતો દેખાવ, એમનો રુવાબ, ધારાસભામાં એમનુ સ્થાન, એમના જીવનની કેટલીક બીનાઓ–એ સૌ એક પ્રકારનુ નીરાળું વ્યક્તિત્વ ડા ઝીણાને આપે છે આજે હાઇકોર્ટમાં પણ એ કમાલ છે તે કેસ સારો રજુ કરવાની શક્તિથી તેમજ જજને દબડાવવાની એમની શક્તિથી કોરટમા કેમ ચલાવે તે જજોના ઉપર મહેરબાની કરતા હોય એવો ભાસ જોનારના ઉપર જરૂર થતો હશે ને જજો ભલે નવા નવા આવે પણ સરકાર અને લોકોના સન્માન્ય સભ્ય ઝીણા તો જુના જ, અને આવા સન્માન્ય માણસને સન્માન આપવું એ દરેક જજની ફરજ થઇ પડે છે. આજે તો ડા. ઝીણાને માન આપવું એ જુની રૂઢિ થઈ પડી છે. ને રૂઢિનો ભંગ સમાજમાં રહેનારા બહુ થોડા જ કરી શકે છે

ઝીણા એ વાત કોઈ કાળે કરે નહીં ને એકવાર એક વાત પર મગજ બંધ થઈ ગયું પછી તે સહેલાઈથી ઉઘડે નહીં.

સાઇમન કમીશનના બહિષ્કારની શરૂઆત પણ રા. ઝીણા અને બીજા એક બે જણના જખમાએલા ગર્વથી થઈ હતી એની વાતો તે વખતે હવામા ઉડતી પણ તેમા સત્ય શું હતું તે તો રા. ઝીણા પોતાની આત્મકથા કોઈ દિવસે લખશે તો ખબર પડશે. ત્યાસુધી બધા જેને ખાનગી વાત ગણે છે તેને આપણે પણ ગણવી એ આપણો ધર્મ છે. બધા સારા માણસો પોતાનો ધર્મ પાળે છે અને આપણે સારા માણસ છીએ એમા કોઈને શકા આવે એવું શા માટે કરવું ?

આટઆટલા વર્ષો ધારાસભામા કઢાડવા છતાં રા. ઝીણા પ્રધાન કેમ ન થયા એ શંકાને માટે તો અવકાશ જ નથી રા. ઝીણા બહુ સહેલાઈથી દોરાય એવા નથી, ને સરકારને તો સહેલાસટ માણસો જોઈએ છે ને રા. ઝીણા જેવા માણસો જો પ્રધાનમંડળમા હોય તો હાલ સર બી. એલ મીતર જેવા કોઈ પણ રાજ્યદ્વારી રગ વગરના માણસની સહાયથી જે સહેલાઈથી રાજ્ય થાય છે તે કેમ થાય ? આપણા શક્તિવાળા માણસોના જીવનની આ કરુણતા છે. બીજા દેશોમા જન્મ્યા હોત તો રાજ્યના થાભલા થઇને ઉભા રહેત આ દેશમાં જન્મે તેને ધારાસભાની ખુરશીઓ પોતાના આત્મસંતોષને ખાતર જઇને શોભાવવી એમા જ એ શક્તિઓની સમાપ્તિ થઇને રહે છે દાખલા તરીકે મુંબઇ સરકારના પ્રધાનમંડળમા સર ગુલામહુસેનને બદલે રા. ઝીણા હોત તો ફેર નહીં પડે ? પણ રા. ઝીણામા મનો હાથમાં રાખવાની શક્તિ નથી એટલે શુ કામનું ? ને રા. ઝીણા પ્રધાનમંડળમાં હોત તો કેવા થાત એ એક પ્રશ્ન છે. He would have been a despot, but a benevolent despot

રા. ઝીણાનું લગ્નજીવન ઘણું અસુખી નીવડયું હતું પણ એ એમના ખાનગી જીવનની બાબત છે. પણ રા. ઝીણાના અતડાપણમા,

ને કરડાશમાં એણે કંઈ ઉમેરો કર્યો હશે ખરો ? માણસનાં જીવનફુલની અનેક પાંખડીઓ છે અને એક પાંખડી કરમાય તે પછી બીજી બહુવાર લીલી રહી નથી શકતી

ને સુખમાં કે દુ:ખમાં રા ઝીણાનો ગર્વીલો સ્વભાવ કોઈની પાસે સહાનુભૂતિ માંગતો નથી, કોઈની પાસે ફરીઆદ કરતો નથી, કોઈને પોતાના જીવનમા રસ લેવા દેતો નથી એમની વૃત્તિઓ અને એમની લાગણીઓ બધ ચોપડીનાં પાનાં છે બહુ થોડા જ માણસોને એમાં શું લખેલું છે તેની અટકળ માત્ર કરવાનો પણ અધિકાર છે. કોઈ કે એમને માટે આ પ્રમાણે કહેલુ તે મને આ પળે સાંભરે છે : "He is neither inhuman nor unhuman but he is not human. He is not to my taste." "May be, but he is an interesting type worth studying" મેં કહ્યું, ને આજે પણ હુ એમ માનું છુ આજે જાહેર જીવનમાં ઝીણાનો જોટો મળવો મુશ્કેલ છે.



# સર પ્રભાશંકર પટણી

**એ**ક દહાડો ટાઈમ્સ ઓફ ઇન્ડીઆમા વાચ્યુ રાઉન્ડટેબલ કોન્ફરન્સમા રાજાઓના પ્રતિનિધિ તરીકે જનારાઓનુ સુધારેલુ લીસ્ટ, ને તેમા સર પ્રભાશંકર પટણીનુ નામ ઉમેરવામાં આવ્યુ હતું અજાયબી એ ઉમેરવામા આવ્યુ તેમા નહોતી પણ એ પહેલા રહી કેમ ગયુ હતું તેમા હતી આવા અગત્યના પ્રસગે સર પ્રભાશંકર પટણીનુ નામ રહી જાય? જ્યા હિંદુસ્તાનને સબસ્ટન્સ ઓફ ઇન્ડીપેન્ડન્સવાળુ ડુમીનીઅન સ્ટેટસ મળવાનુ હતું જ્યા રાજાઓના હક્કો જાળવવાની ખાસ જરૂર હતી એવી અગત્યની રાઉન્ડટેબલ કોન્ફરન્સમાં સર પ્રભાશંકર પટણીનુ નામ ન હોય એ બને જ કેમ? પણ સરકાર ડાહી છે અને સર પટણી જાગ્રત છે એટલે એ ભુલ વેળાસર સુધરવા પામી ને તેમા શુકરાના કોના? ખુદાના?

આ વખતની રાઉન્ડટેબલ કોન્ફરન્સમાં રાજાઓના હક્ક જાળવનારા બે ગુજરાતી પ્રધાનોનાં નામ નજરે પડે છે. એક સર મનુભાઈ મહેતા અને બીજા સર પ્રભાશંકર પટણી. બંને નાગર છે; બંને 'સર' છે; બંને રાજ્યરમતમાં કાબેલ છે; બંને પંતુજીમાંથી પ્રધાન બનેલા છે અને રાજ્યકારણ માત્ર શીખવવાને બદલે કરી બતાવ્યું છે. બંને લાગવગ વધારવામાં જબરા છે; બંને અનુભવી, કાબેલ ને કળાબાજ છે.

પણ આ સરખામણી અત્રેથી પુરી થાય છે. બંને દેખાવમાં એકબીજાથી તદ્દન જુદા છે. મનુભાઈ પાકા છે પણ ભલા દેખાય છે. પટણી પાકા છે ને પાકા દેખાય છે. મનુભાઈને મળવા જાઓ તો એમની સાથે વાત કેમ કરવી એ નવા જનારને સમજ ન પડે. તમે જાઓ, તમારી ખબર પુછે, પછી તમારે શું કહેવું છે તે સાંભળે. જવાબ દેવાની વખતે તમારા વાક્યનો છેલ્લો શબ્દ કરી બોલે અને તે ન બની શકે તેમ હોય ત્યારે વચ્ચે 'હં' કરી તમને વાત આગળ ચલાવવાનું સુચવે. તમને વાત કરવામાં જરા મદદ ન કરે, તમારી વાત એને ગમે છે કે નહીં એ પણ દેખાવા ન દે. સ્વરમાં ભલમનસાઈ દેખાય – ને પરિણામે? પરિણામ કંઈ નહીં. સર પટણી પાસે જાઓ તો કદાચ પરિણામ એકજ આવતું હશે પણ તેમની વાત કરવાની રીત જુદી છે. તમે જાઓ ને મળો ત્યારે કેટલાએ જન્મના ઓળખીતા હોય તેમ તમારી સાથે ધાઈને વાત કરે; તમારી વાતમાં નવાં દૃષ્ટિબિંદુઓ ઉમેરે; ને કંઈ નહીં તો છેવટે વાર્તાલાપ રસિક તો બનાવે જ.

છે અને હંમેશાં સરકારનું દષ્ટિબિંદુ સમજી પોતાનું વર્તન તે અનુસાર ધરે છે. સર પ્રભાશંકરમાં હજુ કદાચ સહેજ બંડખોર સ્વભાવ બાકી રહ્યો હશે અને તેથી વિધાતા જેવી સરકાર પુરેપુરો બદલો આપવા તત્પર નહીં હોય ! ગમે તેમ હોય; સરકાર માબાપના આ બંને છોકરા માનીતા છે. પણ...પણ...એ વાત આપણે એટલે જ ગ્હેવા દઈએ.

પણ સર પ્રભાશંકર પટણીના આકર્ષક વ્યક્તિત્વ છે ને તેની સાક્ષી તો રા. ચંદ્રશંકર પંડયા-હાવ વર્ષોથી સર પટણીના મહેમાન-પુરેપુરી આપી શકશે. સર પટણીમા વાત કરવાની રીત આકર્ષક છે ને વાણી મીઠી છે, પણ કાઠીઆવાડી આબોહવામાં જ એવી મીઠી વાણી પેદા કરવાની શકિત રહેલી છે, ને તેમાંએ ભાવનગરી એટલે પુછવુ જ શું ? પણ સર પટણીનું વ્યકિતત્વ અનેક પાસાદાર છે અને સહેલાઈથી સમજાય એવું નથી. તમે એમના વ્યકિતત્વનું એક પાસું જુઓ ને છતાં બીજી પળે એ સહેલાઈથી બદલાઈ જતું દેખાય. અંગ્રેજીમાં જેને elulwe personality કહે છે એવું કંઈક એમનામાં હશે ? કદાચ હોય પણ. ને એમનામાં મોટાઈ શોધવાની ને મેળવવાની શકિત છે. પોતાની આસપાસ ડાયરો જમાવવાની અને માણસો એકઠાં કરવાની શકિત છે ને સાથે સાથે ..કોઈ નહીં માને કદાચ, પણ એમનામાં કવિતા જોડવાનીએ શકિત છે.

ફરી પાછો સરખામણીનો સમય આવ્યો–આ વખતે દુનિયાના મહાપુરૂષ સાથે એ પણ કાઠીઆવાડી છે અને એમનામાં કાઠીઆવાડી મીઠી વાણી પણ છે. ગાંધીજીને માટે આપણે આમ કહી શકીએ. એમનામાં સત કયાં પુરો થાય છે અને રાજ્યદ્વારી માણસ કયાંથી શરુ થાય છે એ કોઈ કહી શકે એમ નથી. સર પટણી મારા મિત્ર અને પ્રજાના પાલણહાર છે, પણ એમને માટે પણ આમ કહી શકાય એમનામાં નિ:સ્વાર્થ કયાં પુરો થાય છે અને સ્વાર્થ કયાં શરુ થાય છે તે સમજાય તેમ નથી.

ને સર પટણીની મહાપુરુષોની સાથેની સરખામણી એટલેથી જ પતે એમ નથી. હિંદુસ્તાનમાં ત્રણ આગેવાન દાઢીવાળા માણસો છે ને તેમાંના એ એક છે. બાકી રહ્યા રા. વિઠ્ઠલભાઈ પટેલ અને કવિ રવીન્દ્રનાથ ટાગોર. એમના સીવાય ત્રણે જણને દાઢી ભવ્યતા અર્પે છે, પણ કવિવર ટાગોરની દાઢીમાંથી કવિતા ઝરે છે એટલે એ કળામય દાઢીની વાત જવા દઈએ, ને જોડે મશ્કરી પણ જવા દઈએ તો રા. વિઠ્ઠલભાઈ અને સર પટણીમાં માત્ર દાઢીનું જ નહીં પણ અનેક રીતનું સામ્ય નજરે પડે છે. બને જણ મહત્વાકાંક્ષી અને સત્તાકાંક્ષી છે; બને જણ ખટપટી છે; બને જણ પોતાના માર્ગની વચ્ચે કોઈ હોય એ સહન કરી શકતા નથી; ને મોટાઈ એ બંનેના શ્વાસ ને પ્રાણ છે. આજે કેટલેક અંશે એ બંને જણની મોટાઈ પ્રજાને લાભકારક નીવડી છે. પણ સર પટણીએ કાઠીઆવાડને બદલે બ્રિટિશ રાજ્યમાં પોતાનું નસીબ અજમાવ્યું હોત તો શું થાત એ વિચારે મને ધ્રુજારી આવે છે. હિંદુસ્તાનના રાજ્યકારણમાં જો આ બંને દાઢીવાળા સાથે હોત તો એ બંનેને એક ઠેકાણે સમાવે ને સંતોષે એવી કોઈ જગ્યા નથી. ને એ બંને બળીઆઓની લડતમાં બીચારા હિંદુસ્તાનનું શું થતે? આજે રા. વિઠ્ઠલભાઈની બધી શક્તિઓ પ્રજાપક્ષે વપરાય છે ને કંઈ નહીં તો છેવટે સર પટણી પ્રજાપક્ષે સહાનુભૂતિ તો રાખે છે જ. પણ બંને જણ સાથે હતે તો તો બંનેમાંથી એક જણને તો સરકાર પાસે સત્તાકાંક્ષા સંતોષવા જવું પડતે જ. પણ જે થાય તે સારાને જ માટે એવું પ્રસંગોનું વાક્ય છે ને!

પણ આથી રખે કોઈ સર પ્રભાશંકરને ડેમોક્રસી ગમે છે એમ માનવાની ભુલ કરે. હા, ડેમોક્રસી એમને ગમે છે ખરી પણ તે બ્રિટિશ સરહદમાં, ભાવનગરમાં નહીં. ત્યાં તો એ રૈયતના માબાપ છે અને રૈયતને છોકરાંની માફક એ પટાવે છે ને રમાડે છે—માત્ર રૈયતને નહીં પણ રાજાને પણ. બધાંની સાથે એ મીઠી રીતે વર્તે છે અને બધાંને ઠંડા મીઠા રાખવાનો એમનામાં ગુણ છે. ને આવા રામરાજ્યમાં

પ્રજાને હક્ક ને ડેમોક્રસીને શું કરવાં છે? ભાવનગર સુરાજ્ય છે એમ માની લઈએ તો તેને સ્વરાજ્યની જરૂર ખરી?

સર પટણી પોતાને પ્રજાના દાસ ને રાજ્યના નોકર ગણે છે. એક બે ઠેકાણે એમણે જાહેરમા કહેલુ મને સાંભરે છે. "હુ તો બધાએલો નોકર. મારાથી તમને સ્વતંત્ર માણસને શી શીખામણ આપી શકાય?" આજે બ્રિટિશ ગવર્નમેન્ટ પણ પ્રજાનો દાસ ગણાય છે ને અધિકારીઓ પ્રજાના નોકરો છે. પણ રાજ્યદ્વારી ડીકશનરીમાં નોકર એટલે શેઠ એવો અર્થ થાય છે એવુ કોઈકે મને કહેલુ સાંભરે છે. સર પ્રભાશંકરની ડીકશનરીમાં નોકર એટલે નોકર કે નોકર એટલે શેઠ લખેલું હશે એ વાતની ગુંચ બહુ સહેલાઈથી ઉકલી શકે એમ નથી.

ઓળખવા લાયક એક પણ માણસ આખા હિંદુસ્તાનમાંથી એમને ન ઓળખતો હોય એવું શકય છે ખરું? સર પ્રભાશંકર રાજાઓના પુરેપુરા મિત્ર છતાં પ્રજાઓના મિત્ર હોવાનો એમનો દાવો છે. એ સરકારના પણ મિત્ર છે અને ગાંધીજીના પણ પરમ મિત્ર છે...એ... પણ જવા દો, એમના મિત્રોની યાદી તો બહુ મોટી છે ને એ યાદી

સર પ્રભાશંકરે મીઠાશથી કહ્યું, "તમારે આ વાતમાં વચ્ચે પડવાની જરુર નથી. મેં કર્યું હશે તે વિચારીને જ કર્યું હશે."

લેડી પટણીને રીસ ચઢી. "આટલા પચાસ વર્ષમાં મેં કંઈ માંગ્યું નથી, અને આજે આટલુ કહું છું તે નહીં કરો ?"

લેડી પટણીને શી રીતે સમજાવવાં એ વિચારમાં સર પ્રભાશકર હશે ને તેમને આ શબ્દોથી તક મળી. એ ખડખડાટ હસી પડયા. ધાર્યા પ્રમાણે લેડી પટણીએ કારણ પુછ્યું

"તમે પચાસ વર્ષની વાત વચ્ચે આણો છો પણ આટલા પચાસ વર્ષે પણ તમે મને પુરેપુરો નથી સમજી શકયાં એ વિચારે મને હસવું ન આવે તો શું આવે ? કંઈ કારણ વગર તો મેં એ ડોસીને અન્યાય નહીં કર્યો હોય ?"

લેડી પટણી ઝંખવાણાં પડ્યાં—કદાચ મારી માંગી હશે. ને ફરી રાજકારણમાં વચ્ચે નહીં પડવાનુ વચન આપ્યું.

સર પ્રભાશંકર વાત કરતા હતા અને મને વચ્ચે બોલવાનું મન થઈ આવ્યું. "ને લેડી પટણી એમ ન કહી શકે કે પચાસ વર્ષની મૈત્રી સાધારણ મિત્રોને પણ ઘણી વાતો ને માંગણીઓ કરવાનો હક્ક આપે છે. પચાસ વર્ષના લગ્નજીવન પછી પત્નીને એટલુએ કરવાને લાયક ન ગણે તે પતિ "......પણ સામે બેઠેલા લલ્લુકાકાએ (સર લલ્લુભાઈએ) મારી સામે ડોળા કકડાવ્યા ને મે વાકય અધુરું મુકયું.

પણ એટલુ તો ખરૂં કે સર પ્રભાશંકરમાં હસવાની અને હસાવવાની બંને શક્તિઓ છે એમનામા વિનોદવૃત્તિ ખુબ છે ને માણસને સમજાવવાની કળા પણ છે. સાથે સાથે નીખાલસપણું છે. એમની ચકોર આંખો વાત કરતા કરતાં માણસનુ માપ કહાડવાનો પ્રયત્ન કર્યા જ કરે છે.

પ્રજાને હક્ક ને ડેમોક્રસીને શું કરવાં છે? ભાવનગર સુરાજ્ય છે એમ માની લઈએ તો તેને સ્વરાજ્યની જરૂર ખરી?

સર પટણી પોતાને પ્રજાના દાસ ને રાજ્યના નોકર ગણે છે. એક બે ઠેકાણે એમણે જાહેરમા કહેલુ મને સાંભરે છે. "હુ તો બધાએલો નોકર. મારાથી તમને સ્વતંત્ર માણસને શી શીખામણ આપી શકાય?" આજે બ્રિટિશ ગવર્નમેન્ટ પણ પ્રજાની દાસ ગણાય છે ને અધિકારીઓ પ્રજાના નોકરો છે. પણ રાજ્યદ્વારી ડીક્શનરીમાં નોકર એટલે શેઠ એવો અર્થ થાય છે એવુ કોઈકે મને કહેલુ સાંભરે છે. સર પ્રભાશંકરની ડીક્શનરીમા નોકર એટલે નોકર કે નોકર એટલે શેઠ લખેલું હશે એ વાતની ગુંચ બહુ સહેલાઈથી ઉકલી શકે એમ નથી.

ઓળખવા લાયક એક પણ માણસ આખા હિંદુસ્તાનમાંથી એમને ન ઓળખતો હોય એવુ શકય છે અરું? સર પ્રભાશંકર રાજાઓના પુરેપુરા મિત્ર છતાં પ્રજાઓના મિત્ર હોવાનો એમનો દાવો છે. એ સરકારના પણ મિત્ર છે અને ગાંધીજીના પણ પરમ મિત્ર છે...એ... પણ જવા દો, એમના મિત્રોની યાદી તો બહુ મોટી છે ને એ યાદી રા. ચંદ્રશકર પંડયા જેટલી સરસ રીતે હું કરી શકું એમ નથી.

—ને મિત્રોની વાત યાદ આવતાં એક મિત્રને ત્યાં અમે એક રાત્રે જમવા એકઠાં થયાં એ વાત યાદ આવે છે. જમતાં જમતાં ઘણી વાતો થઈ પણ એક વાત મને ખાસ યાદ રહી ગઈ છે. સર પ્રભાશંકરની પોતાની કહેલી એ વાત છે.

સર પ્રભાશંકરના ઘરનો અણુલખ્યો કાયદો છે કે સ્ત્રીવર્ગે રાજકારણમાં માથુ ન મારવું અને લેડી પટણીએ કોઈની સીપારસ લઈને સર પ્રભાશકર પાસે આવવું નહીં. એક ઘણી જ ઘરડી ડોસીમાની તરફેણમાં આ કાયદો લેડી પટણીએ એકવાર તોડયો. જમતાં જમતાં સર પ્રભાશંકરને ખુબ ખુશમિજાજમાં જોઈ એમણે વાત છેડી. "આટલું આ બાઈનું કામ ન કરો?"

સર પ્રભાશંકરે મીઠાશથી કહ્યુ "તમારે આ વાતમા વચ્ચે પડવાની જરુર નથી મે કર્યુ હશે તે વિચારીને જ કર્યુ હશે"

લેડી પટણીને રીસ ચઢી "આટલા પચાસ વર્ષમા મે કઈ માગ્યુ નથી, અને આજે આટલુ કહુ છુ તે નહીં કરો ?"

લેડી પટણીને શી રીતે સમજાવવા એ વિચારમા સર પ્રભાશંકર હશે ને તેમને આ શબ્દોથી તક મળી એ ખડખડાટ હસી પડયા. ધાર્યા પ્રમાણે લેડી પટણીએ કારણ પુછ્યુ

"તમે પચાસ વર્ષની વાત વચ્ચે આણો છો પણ આટલા પચાસ વર્ષે પણ તમે મને પુરેપુરો નથી સમજી શકયા એ વિચારે મને હસવુ ન આવે તો શુ આવે ? કઈ કારણ વગર તો મેં એ ડોસીને અન્યાય નહીં કર્યો હોય ?"

લેડી પટણી ઝખવાણા પડ્યા–કદાચ મારી માગી હશે ને ફરી રાજકારણમા વચ્ચે નહીં પડવાનુ વચન આપ્યુ

સર પ્રભાશંકર વાત કરતા હતા અને મને વચ્ચે બોલવાનું મન થઈ આવ્યુ "ને લેડી પટણી એમ ન કહી શકે કે પચાસ વર્ષની મૈત્રી સાધારણ મિત્રોને પણ ઘણી વાતો ને માગણીઓ કરવાનો હક્ક આપે છે પચાસ વર્ષના લગ્નજીવન પછી પત્નીને એટલુએ કરવાને લાયક ન ગણે તે પતિ" પણ સામે બેઠેલા લલ્લુકાકાએ (સર લલ્લુભાઈએ) મારી સામે ડોળા કકડાવ્યા ને મે વાકય અધુરુ મુક્યુ

પણ એટલું તો ખરૂ કે સર પ્રભાશંકરમા હસવાની અને હસાવવાની અને શક્તિઓ છે એમનામા વિનોદવૃત્તિ ખુબ છે ને માણસને સમજાવવાની કળા પણ છે. સાથે સાથે નીખાલસપણુ છે એમની ચકોર આંખો વાત કરતા કરતા માણસનુ માપ કઢાડવાનો પ્રયત્ન કર્યા જ કરે છે

કોઈ વિજ્ઞાનીએ હજુ માણસના ગુણદોષ જોવાનું સૂક્ષ્મદર્શક યંત્ર કહાડયું છે? ને કહાડયું હોય તો સર પ્રભાશંકરને માટે આવું કંઈ પ્રમાણ કહાડે કે નહીં? બનાઈ પચાસ ટકા, પાકાઈ નેવું ટકા, મીઠાશ પચાસ ટકા, મહત્ત્વાકાંક્ષા...પણ એવું યંત્ર જડે નહીં ત્યાં સુધી આવી માથાફોડ શાને કરવી?

મને સર પ્રભાશંકરે એમનું રેખાચિત્ર લખવાની ના કહી છે. "જો જો, આ બધું ક્યાંક રેખાચિત્રમાં લખી ન નાખતા"

"એનો અર્થ એવો તો નથી થતો કે મારે આપનું રેખાચિત્ર લખવું?" એમણે મને ના કહી છે. પણ કહે તેનાથી ઊંધું ન કરે એનું નામ શ્રી કેમ કહેવાય? અને ગન્યદારી શબ્દકોશમાં 'ના'નો અર્થ 'હા' થાય છે એ વાત કયાં જગજાણીતી નથી?

આર્થરરોડ જેલ, તા ૨૫-૭-૩૦

# પંડિત
# મોતીલાલ નહેરૂ



**આ**ખા જંગલના રાજા એવા કોઈ ધરડા સિંહની બરાડ જ્યારે દૂરથી સંભળાય ત્યારે કાળજું થથરી જાય છે, ગાત્ર ગળી જાય છે, અને દૂર રહે રહે એના પરાક્રમના ભાનથી મગજ ભરાઈ જાય છે, પણ એ જ સિંહ જો પાસેથી જોવા મળે, એનાં શિથિલ ગાત્રો અને શીકારી તીણા દાંતોનો અભાવ એનામાં દેખાય ત્યારે જે કલ્પનાના ભયથી મગજ ભરાએલું હતું એટલો ભય તે વખતે લાગે ખરો? તર્કશક્તિનો સવાલ છે.

ઉપમા મુકી સાચી વાત પર આવીએ તો પંડિત મોતીલાલજીને જોતાં પણ મને આવો જ કંઈક ભાસ થયો હતો. પંડિતજીના આકળા મીજાજી સ્વભાવ માટે મે ખુબ સાંભળ્યું હતું પંડિતજીની તીક્ષ્ણ બુદ્ધિની વાત તો આખી દુનિયાને જગજાહેર છે. આજસુધી મહાત્મા ગાંધીજી પછી પંડિત મોતીલાલ નહેરનું સ્થાન ગણાય છે તે અમસ્તું નથી.

પંડિતજીને પાસેથી જોવાનો પ્રસંગ તો આ વખતે, એમના પકડાતા પહેલાં જ્યારે એ મુંબાઈ પધાર્યા તે વખતે મળ્યો. ને તે પણ કોંગ્રેસના વાઈસ પ્રેસીડેન્ટશીપના પદ કરતાં બોયકોટ કમીટી તરફથી મીલમાલીકો સાથે વાટાઘાટ કરવી પડતી અને તેને અંગે મીલમાલીકો મોતીલાલજીને મળે ત્યારે હાજર રહેવું પડતું તેને લીધે વધારે મળ્યો.

ખરે, આજે ઘરડેઘડપણ પણ પંડિતજીમાં એક પ્રકારનું ઉંચું વ્યક્તિત્વ છે., એમનામાં દેખાવ કરવાનો શોખ છે ખરો પણ સાથે સાથે પ્રસંગ આવે ત્યારે મીઠાશ બતાવતાં પણ એમને સારી રીતે આવડે છે. એમની મીઠાશનો-કઈક અંશે કાવ્યમય મીઠાશનો એક સુંદર પ્રસંગ મને યાદ છે.

મીલમાલીકો સાથેની મારી વાટાઘાટ શ્રી. એફ. ઇ. દીનશા મારફતે ચાલતી, અને જ્યારે મેં મુંબાઈના નાણાંબજારના આ રાજાને-મેં લોકોના તાજ વગરના રાજાને-મળવા બોલાવ્યા ત્યારે એ બંને કેવી રીતે મળશે એ વીશે મને થોડી ચિંતા હતી. પહેલી મુશ્કેલી તો શ્રી. દીનશાએ જ ઓછી કરી અને પંડિતજીને જ્યાં અનુકૂળ પડે ત્યાં મળવાનુ કહ્યું ને શ્રી. જાલ નવરોજીને ત્યાં પંડિતજીના ઉતારે એક સવારે મળવાનો વખત ઠરાવ્યો.

તે સવાર તે એસપ્લેનેડ મેદાનમાંની યાદગાર રેલીની સવાર હતી. તે દિવસે પંડિતજીને સલામી આપતા સેંકડોનાં માથાં ફુટયાં ને અનેક જણ ઘવાયા ને તેને લીધે ધાર્યા કરતાં પંડિતજીને આવતાં ઘણું મોડું થયું. શ્રી. દીનશા. શ્રી એચ. પી મોદી અને [illegible]

અનુભવ ન હોવાથી સાંભળેલી વાતો પરથી મને લાગ્યું કે કદાચ એમનો મીજાજ વાત કરવાને બહુ લાયકનો નહીં રહે.

પણ બધા બેઠા ને થોડી વારે પંડિતજી બારણું ઉઘાડીને બહાર આવ્યા, અને શ્રી. દીનશાને જોતાં વારને હસીને સામા આવીને મળ્યા ને કહ્યું, 'Oh you Dinshaw! The sun rising out of the cloud.' શબ્દો થોડા સુંદર ને નાના હતા પણ પછી વાતાવરણ જરાએ બગડવાની મારી બ્હીક જતી રહી.

મોતીલાલજી સમર્થ ધારાશાસ્ત્રી ગણાય છે સ્વભાવે ઘણા ઉગ્ર છે એમ મનાય છે, પણ કાં તો ઘડપણને લીધે સ્વભાવ પાકીને મીઠો થયો હોય કે મુળે ઉગ્રતા ઓછી હોય પણ એ ઉગ્રતાનાં દર્શન આ વખતે મુંબઈમાં ભાગ્યે જ કોઈને થયાં હોય. હા, એટલુ ખરું કે મોતીલાલજીને દમામ ગમે છે અને પોતે કોન્ગ્રેસના પ્રેસીડેન્ટ છે એ ભાન એમને ઉંઘતાં ઉઘતાં પણ જતુ નથી.

પણ ગમે તેમ હો પણ એમનામાં ગાંધીજીની પાકાઈ પણ નથી ને ઉંડાઈ પણ નથી. ગાંધીજી સંત છે ખરા પણ રાજ્યદ્વારી માણસ પણ પુરેપુરા છે અને કોઈને પોતાની જાળમાં ફસાવે નહીં એમ હશે પણ કોઈની જાળમાં પોતે ફસાય નહીં એ વાત પણ એટલી જ ચોક્કસ છે. દરેક વાતમાં ગાંધીજીનો હાથ છેવટે ઉપર રહેવાનો; ને હીમાલય જેવડી ભુલ કરે તો એ કબુલ કરતાંએ એમને શરમ ક્યાં છે?

નથી. બંને મજબુત મનના, બંને જુદાજુદા દષ્ટિબિંદુથી જોનારા છતાં બંને વચ્ચે આટલો સ્નેહ એ પણ ઇતિહાસની એક અજોડ વાર્તા છે. મોતીલાલજીનો આદર્શ લોકસત્તાવાદ હોય તો જવાહરલાલનો આદર્શ મજુરસત્તાવાદ છે. " કામ કરે તે ખાય, બીજાને પારકી કમાઈ પર જીવવાનો શો હક્ક છે ? " " કામનો કરનારો નહીં પણ કામને રચનારો ને દોરનારો. મોટો ને ગમે તેવા રાજ્યમા એ મોટો જ રહેવાનો; જ્યાં સુધી મગજની શક્તિ અણસરખી ત્યા સુધી દુનિયાની વસ્તી પણ અણસરખી જ રહેવાની. " બને જુદા આદર્શ; બને જુદી ફીલસુફીમાથી જન્મેલા ને છતા બને સ્નેહની એકગાઠે ગઠાએલા. ને છતાં મોતીલાલ નહેરના આપખુદ ગણાતા સ્વભાવના વારસ જવાહરલાલ નહેરૂ પર પણ ગઈ કોન્ગ્રેસ વખતે આપખુદીનો આરોપ કયાં નહોતો આવ્યો ?

બીચારા મોતીલાલજી ! હવે તો ઘણી લડાઈઓ લડી લડીને એ જર્જરીત થઈ ગયા છે. આ લડાઈનો ભાર ખેંચતાં ખેચતાં પણ હવે તો એમને થાક લાગતો દેખાય છે. માણસ જીંદગીભર લડયાં જ કરે ? લડયાં જ કરે ? કયાં સુધી ? કોઈ દિવસ પણ એને વિસામો લેવાનો ખરો કે નહીં ? પણ જન્મારાની ટેવ પડી તે વિસામો લેવાય શી રીતે ? પહેલી હારમાનો જો લડતાં લડતાં ઉભો રહે તો પાછલી હારની નવી પ્રજાના ધક્કા એને કચરી નાખે નહી ? કાં તો લડવું કે કાં તો જુવાનીઆઓને હાથે કચરાવું, ને તેના કરતા તો લડતાં લડતાં મરવું શું ખોટું ?

મોગાઈનુ માપ આ બધામા ન હોય પણ આ બધાને અજવાળતી પ્રકાશની થોડીક પળોમા હોય એવી પળો મોતીલાલજીના જીવનમા ઘણી ઘણી આવી હશે એમ તો આપણે જરુર માની લઈએ આજે એમની બધી શક્તિઓ જેનુ ફળ એ બ_ જોવાના નથી એવી લડાઈ કરવામા જાય છે સ્વતંત્ર દેશમા એ જન્મ્યા હોત તો પ્રજાનો શક્તિ સંચય કરવામા એમની શક્તિઓ ખરચાત ગુલાબના ફુલ જંગલમા ઉગે તો કરમાઈ જાય, જોગીને હાથ ચડે તો ચોળાઈ જાય મંદિરમા જાય તો દેવના માથા પર ચડે ફુલની જાત એક જ કઈ જગાએ એ જઈ બેસે છે એના પર એની મહત્તાનો આધાર આજે મોતીલાલજીની શક્તિઓ પણ લડીલડીને નકામી ખરચાઈ ગઈ

મોતીલાલજી મહાન માણસ છે પણ એમની મહત્તા એમની પોતાની હોવા કરતા એમના સંયોગોને બળે વધારે છે કોઈ અમૃત ઘડીએ એ ગાંધીજીને હાથ ચડયા ને એ ગાંધીજીના સાથમા ભળ્યા ને બીજી કોઈ શુભ ઘડીએ જવાહરલાલ જેવો જુવાનીયાઓનો નાયક પુત્ર એમને મળ્યો માણસમા જબરુ વ્યક્તિત્વ અને બીજા બે જબરા વ્યક્તિત્વોની એને ચોનીમે કનાક પ્રેરણા સાથે કમાવાની શક્તિ પણ જબરી અને તેથી મોતીલાલજી જે આજે છે તે આ બધા સંયોગોના પરિણામે છે મોતીલાલજી એકના હોત તો આજ જીન્હા-જયકર છે તેથી વધારે ઉંચે નહીં હને પૈસો પદવી ને મહાત્વાકાંક્ષા માણસને ઘણે ઉંચે લઈ જાય પણ દેશનુ ભાવિ ઘડવામા તો માણસને પ્રેરણા અને ભાવિમા ઉંડુ જોવાની શક્તિ બને જ કામ આવે છે-બીજી શક્તિઓ બને મદદમા રહે

આજે યરોડાના જેલખાનામા હિંદનુ ભાવિ ઘડાય છે ને એ ઘડનારામા મોતીલાલજી એક છે કાલને વહાણે શુ સમાચાર આવશે તે કાળ કહેશે પણ મારા મનમા એક વાક્ય આવ્યુ છે તે કેમે કર્યું જતુ નથી મોતીલાલજી! મોતીલાલજી! તમે જાઓ છો-પાછુ વાળીને જોતા તો જાઓ! શુ આમા ભાવિની કઈ અગમચેતી હશે?

આર્થરરોડ જેલ, તા ૧૫-૮-૩૦

શ્રી

જીવણજી દેસાઈ



શ્રી

## ભુલાભાઈ જીવણજી દેસાઈ



કારખાનામાં કામ કરતા મજુરની દયા આજે આખી દુનિયા ખાઈ રહી છે એના હાલના વાતાવરણમાથી એને ઉચે લઈ જવા, એનુ શરીર સુધારવા એનુ માનસ ઉચુ કરવા, એને કામ કરનારા યંત્રને બદલે જીવતો માણસ બનાવવા, ટુકમાં એને જીવનમાં કઈ ધ્યેય આપવા દુનિયાના દયાળુઓ આજે દુનિયાભરમાં કઈ ને કંઈ ઉપાયો સુચવી રહ્યા છે. પણ જે માણસ શરીરે મજબુત હોય, પૈસે સુખી હોય, બુદ્ધિમા તીવ્ર હોય, ચાર માણસમા પુછાતો હોય અને મોટાઈ માપવાની જેનામા શકિત હોય છતા કોઈક કારણને લીધે એ આગળ ન વધી શકતો હોય તો એની દયા વધારે ખાવા જેવી છે એમ એ દયાળુઓ કબુલ કરશે ખરા ?

પણ આ વખતે તો ભુલાભાઈ પોતાના પર વળેલી રાખોડી ખંખેરવા માંડશે એમ ઘણાને લાગતું હતું. મહાત્મા ગાંધીજી દાંડીની યાત્રાએ અમદાવાદથી નીકળ્યા અને તેવામાં દુ:ખી જેવા ભુલાભાઈ મુગામુંગા કોરટમાં ફરતા ત્યારે તો રાખ ખંખેરાઈ ગઈ અને અગ્નિ બળવા માંડયો એવું પણ ઘણાઓએ માની લીધું હતું. પણ પાછળથી કારણ એમ નીકળ્યું કે ભુલાભાઈની દાઢ દુખતી હતી અને રાજકીય પરિસ્થિતિ કરતાં દાઢનો દુખાવો તેમના ગંભીર દુખીઆરા દેખાવ માટે વધારે કારણભુત હતો. પણ છતાં ગાંધીજીનું દાંડીનું પ્રયાણ એમના પર છેક અફળ ગયું છે એમ નથી. એમણે વલ્લભભાઈના કેદ પકડાવા માટે ધારાશાસ્ત્રીઓની એક સભા બોલાવી અને સ્વદેશી લીગ સ્થાપી. ગ્રેન્યુએટાએ હિંદુસ્તાનમાં બનેલો સ્વદેશી માલ વાપરવો એમ એમણે બીજી સભામાં ઠરાવ પસાર કર્યો. એ ઠરાવ એમને પોતાને પુરેપુરો બધનકર્તા છે કે નહીં એ હજુ પુરેપુરું જાણવામાં આવ્યું નથી. આમવર્ગ કલાયંટ તરીકે ભલે આવે, એમનું ભાષણ સાંભળીને વખાણી જાય તોપણ કંઈ હરકત નહીં. પણ હિંદુસ્તાનનું સ્વરાજ્ય તો બને તેટલું (!) સ્વદેશી વાપરીને ગ્રેન્યુએટા જ લાવવાના છે એવી ભુલાભાઈને પક્કી ખાતરી છે, અને એ એકવાર પ્રોફેસર હતા એટલે વર્ષોથી ભુલાઈ ગએલી કવિતાની કડીઓ મંભારીને ગ્રેન્યુએટા આગળ બોલી જાય તો ભાષણ વધારે અસરકારક બને છે એ વાત એમની જાણ બહાર નથી.

રા. ભુલાભાઈના મૂળ સ્વભાવમાં સદ્તત્વો ઘણાં છે પણ એના પર ધ્યેય વિનાની જીંદગી અને પૈસા કમાવાની શક્તિએ ઘણાં પડો ચ્હડાવી દીધાં છે. એ પૈસા કમાય છે તે માત્ર કમાવા ખાતર, જીંદગીમાં બીજું કંઈ કરવાનું નથી તેની ખાતર, કમાવાની જુની ટેવને ખાતર. બાકી આજે ભુલાભાઈ પૈસા કમાવાનું બંધ કરે તેથી એમની સ્થિતિમાં રજ માત્રનો ફેર પડવાનો નથી. ધીરૂભાઈ શીવાય એમને બીજાં છોકરાં–

છૈયાંની જંજાળ નથી, અને હાલના જમાનામાં ખરચાળ ગણાતું પત્નીરૂપી પ્રાણી એમને પાલવવાનું છે નહીં કે જીંદગી સુધી પરસેવો ઉતારીને પૈસા કમાવાની જરૂર પડે ને એમના જેટલી શકિત ને સાધનવાળા માણસની દેશને જરૂર નથી એમ કોઈ કહેશે ?

ખરચે તોએ ખુટે નહીં એટલી આવકમાંથી પરમાર્થનાં કામો માટે કોઈ માંગવા આવે-ખાસ કરીને કોઈ જાણીતા માણસો કે સ્ત્રીઓ જાય-તો ભુલાભાઈ તેમને જરૂર કંઈ ને કઈ આપે છે. ને પૈસા ખરચે ત્યારે પણ હું પૈસા ખરચું છું એ ભાન એમનું જતું નથી.

રા. ભુલાભાઈને જુની બીરબલ બાદશાહની વાતમાંથી કયો કોરડો લાગુ પડે એ કહેવું મુશ્કેલ છે. વાત આ પ્રમાણે છેઃ—

એમની બહુ પાસે રહેનારનું વ્યકિતત્વ ચીગરાવાનો કે સુકાવાનો સંભવ છે. એમનાથી પોતાનાથી જુદો અભિપ્રાય ભાગ્યે જ સહન થઈ શકે છે.

આપણી જુની કહેવત પ્રમાણે " મજે તેને માથું આપે " એવો એમનો સ્વભાવ છે. એમને માટે મધ્યમ રસ્તો નથી. કાં તો એ ચાહ્ય ને કાં તો એ ધિક્કારે. ને એમનામાં પણ કંઈક એવું છે કે સામો માણસ પણ કાં તો એમને ચાહ્ય ને કાં તો એમને ધિક્કારે. શ્રી. ભુલાભાઈ કશા તરફ તટસ્થ રહી શકતા નથી ને કોઈ એમના તરફ તટસ્થવૃત્તિ ભાગ્યે જ જાળવી શકે છે. જે દુનિયા એમના વર્તુલની આસપાસ ન ફરે એ દુનિયા એમને મન કંઈ કામની નથી. પણ ઘણુંખરૂં આ બધું બળવાન વ્યક્તિત્વનું લક્ષણ છે, ને ભુલાભાઈનું વ્યક્તિત્વ જોતાં એમણે પોતાની મેળે પોતાની આસપાસ દીવાલો ન ઉભી કરી હોત તો એ વ્યક્તિત્વનું બળ ઘણે ઉચે લગી પહોંચત.

મોજું એમને ધસડશે નહીં ત્યાં સુધી આ અશાંત મગજમાંથી એમને મુક્તિ મળવાની નથી.

ને ભુલાભાઈને મન એક બીજો મોટો ભય છે. આ લોકમત-વાદવાળા જમાનામાં ગમે તેવા મોટા માણસને ગમે તેવા નાના માણસ સાથે ખભેખભો અથડાઈને કામ કરવું પડે છે અને ગમે તેવા કમ-અક્કલવાળા માણસને ગમે તેવા અક્કલવાળા માણસનાં કાર્યોની નિર્દય ટીકા કરવાનો હક્ક છે. આ એમનાથી સહી જાય તેમ નથી. આજ્યાર સુધી એમણે પોતાના ચેમ્બરમાં બેસીને પોતાની આસપાસની દુનિયાપર રાજ્ય કર્યું છે. અસીલ તરીકે આવે એવા ગરજાઉ માણસોને ધમકાવી શકાય કે તેના પર રાજ્ય કરી શકાય, ને ગરજનો માર્યો માણસ સાંભળે પણ ખરો. પણ જે ઘડીએ માણસ મધ્યસ્થ મટે ને જાતે કામ ઉપાડે ત્યારે તેને સારૂં ને ખોટું બને કહેનારા દુનિયામાં છે. અને કોઈ પણ માણસ પોતાને મોટે આવી પોતાનાં કાર્યોની ટીકા કરી જાય એ સ્થિતિમાં પોતે મુકાય એ વાત ભુલાભાઈ કલ્પી શકતા નથી. એમનું મગજ ભલા પણ એકહથ્થુ સત્તા ભોગવતા રાજા જેવું છે. "હું તમારે માટે આ સારૂ કરૂં છું. તમે લ્યો." અને કોઈ પણ માણસ આ ભલી નિષ્ઠાથી કરેલા કૃત્ય તરફ અકારણે પણ વાંધો ઉઠાવે તો તેને આશ્ચર્ય થાય ને મિજાજ જાય. "હું લોકોના ભલાને માટે કરૂં છું ને લોકો સમજતા નથી." "હું સર્વોપરી સત્તા છું. મારી સામે બોલનાર કોણ?" એવી રાજાની મનોવૃત્તિ થાય તે સ્વાભાવિક છે. પણ ગમે તેવી સારી પણ એકહથ્થુ સત્તા આજનો જમાનો સહી લે એમ નથી એ પેલો પરોપકારી રાજા ભુલી જાય છે તેમ રા. ભુલાભાઈ બુદ્ધિથી એ વાત સમજે છે છતાં એમના સ્વભાવથી એ વાત ભુલી જવાય છે. વળી આવા સામાન્ય માણસોના સમૂહમાં પોતાનાં ગૌરવ અને સન્માન નહીં જળવાય એવો એમને ભય લાગે છે. કદાચ જુના હોમરૂલ લીગના દહાડા ને પોતાની નિષ્ફળતાનો પાઠ હજુ એમનાથી ભુલાતો ન હોય એ પણ એક કારણ હોય. પણ

ભુલાભાઈ વનમાં પેઠી અર્ધું વન વટાવી ચુક્યા છે. આજે એ ભય નહીં કારે તો ઘણું મોડું થશે એવો ભય આપણને લાગે તો સ્વાભાવિક છે.

ને માણસને ઉમર થાય એમ પોતાની રહેણીકરણી, પોતાની આદતો, પોતાનો સ્વભાવ એ સૌ બદલવાં કંઈ સહેલાં છે? આજની સ્વતંત્રતાની ચળવળમાં પડું, પડું, એમ મન થાય છતાં ભુલાભાઈથી ન પડાયું એ આ વાતનો સૌથી મોટામાં મોટો પુરાવો નથી? કરોળીઆની માફક પોતે કાઢેલા તાંતણામાં માણસ પોતે જ બંધાઈ જાય છે અને કોઈક જ માણસ એ બંધનને તોડવા ભાગ્યશાળી બને છે. દરેક અનુકૂળતા છતાં એ બંધન આજે રા. ભુલાભાઈથી નથી તોડાયું. આવતી કાલની વાત શી કરવી? ને પોતાના રાતદિવસ ફેરી ખાતા મગજને શાંત કરવા બંધનમાં રહીને પણ બને તેટલું કરવા એ કયાં નથી મથતા? એમણે મુંબઈ ને અમદાવાદની વચ્ચે ધંધાના જોગે ધક્કા ખાઈને અમદાવાદના મીલમાલીકો સાથે વાટાઘાટ કરવા પ્રયત્નો કર્યા દેશસેવિકા સંઘની બહેનોને સલાહ આપવાનું પુન્ય ઉપાર્જન કર્યું. કાપડીઆઓને એક પણ ગોલ્ડ મહોર લીધા વગર મફતની સલાહ આપી કરોળીઓ પોતાની જાળી કયારે તોડશે?

ભુલાભાઈની સાથે કામ પાડનારા એમના 'અહં'થી ઘણીવાર બીહે છે. ભુલાભાઈની બુદ્ધિ તીવ્ર છે અને ધારાશાસ્ત્રી તરીકે એમની દૃષ્ટિ ઘણી ઉંડી પહોંચે છે, પણ ભુલમાં પણ જો ખોટો મુદ્દો પકડાઈ ગયો હોય તો પછી બ્રહ્મા આવે તોપણ એ ખોટાનું ખરૂં ન થાય. એમને પોતાની બુદ્ધિ પર ખુબ જ વિશ્વાસ છે ભુલ થઈ ગયા પછી પણ પોતે ભુલ કરી છે એવું એમને એમનું 'અહં' ઉઘમાં પણ કબુલ કરવા દે એમ નથી.

સ્ત્રીઓને માટે રા. ભુલાભાઈને આકર્ષણ છે પણ સન્માન નથી. સ્ત્રીઓમાં કંઈ બહુ કરી નાંખવાની શક્તિ હોય એવું પણ એ માનતા નથી. પણ પોતાની આ માન્યતાઓ છતાં મુંબઈનાં પહેલાં સ્ત્રીબૅરીસ્ટર

મીસ ટાટાને પિતાની કાળજીથી મદદ કરવાનો હમેશ પ્રયત્ન કર્યો છે એ એમને માટે શોભાભર્યું ગણાય

માણસ માત્ર ગુણ ને દોષનો ભંડાર છે અને રા. ભુલાભાઈમાં પણ થોડા ગુણ ને થોડા દોષ બનેનુ મિશ્રણ છે. આપણમના સારા હેતુ કરતા એનો ખરાબ હેતુ એમની ધ્યાનમા વહેલો આવે છે.

એમને લગરગ ને મોટાઈ ગમે છે પણ ઉમરને લીધે કે સ્વભાવને લીધે અમુક હદથી આગળ જવા કે જોખમ ખેડવા એ તૈઆર નથી. પોતાની ખુરશીમા બેઠા બેઠા એ તમને સલાહ આપે, તમારા કાર્યોના હેતુઓનુ પૃથક્કરણ કરે ને તમને માર્ગ બતાવે પણ કાર્ય તમારે કરવાનુ. રા. ભુલાભાઈમા પંડિત મોતીલાલજી જેટલી બુદ્ધિ હોય તોએ, પંડિતજી જેટલા સ્વાર્થત્યાગ વગર અને જાતે કાર્ય કર્યા વગર, એમને એવુ સ્થાન નહીં મળે એવી દેખીતી વાત ફરી કહેવાની

ટીકા કરે કોઈ એમના અભિપ્રાયથી સહેજ મતફેર બતાવે, કોઈ એમની માગણીમાં જોવા ન જાય, કોઈના શબ્દોમાં પોતાને અપમાન લગાડવાનો ભાવ હતો એમ એ કલ્પના કરે, કોઈ એમની અગત્ય ઉતારી પાડે છે, એમ એ માને, કે કોઈ એમના ઉંડા સંગીતજ્ઞાન ઉપર ડોકું ધુણાવવાની ના પાડે કે બસ પછી એમનો મિજાજ જરૂર જાય. આ બધી વસ્તુઓ બાબે કે પુરેપુરી કરવી જોઈએ એમ પણ નહીં. તમારામાં આમાંની એક પણ વસ્તુ સહેજ હોવાની શંકા એમને થવી જોઈએ. એના પરિણામ રૂપે થોડા બડફા (લોકલાપાનો શબ્દ છે) સાંભળવાની સાદી શિક્ષા પામી તમે છુટી જાઓ કે કાં તો લાંબા લાંબા ચર્ચાપત્રો ને તેના ઉત્તરો ને પાછા તેના ઉત્તરોના ઝપાટામાં તમે આવોઃ ને કોઈવાર વાત એનાથી પણ આગળ વધે તો શું થાય એ કલ્પવાનું કામ તમારૂં છે!

ને નરસિંહરાવભાઈની સાથેની લડાઈ ઘણીવાર અણસરખી હોય છે. એમની વયને તમારે માન આપવાનું એમ તમે પણ માનો ને એ પણ માને; એટલે જે ભાષા ને જે લઢણ એ વાપરે તે તમારાથી વપરાય નહીં. એ જો સરસ અને યુક્તિપૂર્વકનું ચર્ચાપત્ર લખે અને તમારી મશ્કરી કરવાનો પ્રયત્ન કરે તો તે એમની વય અને વિદ્વતાને શોભે એવું ગણાય, એમનું ભાષાપરનું પ્રભુત્વ વખણાય અને એમની

અક્ષર પ્રશંસાનો સાંભળવાનો ન મળે. ઘરડા થવામાં જેમ અગવડો બહુ છે તેમ કેટલીક સગવડો પણ છે જ.

પોતાની વિનોદવૃત્તિમાં કોઈને ખુબ શ્રદ્ધા હોય તો તે રા. નરસિંહરાવભાઈને છે. બધાંનાં સ્મરણો એ પોતાના 'સ્મરણમુકુર'મા સંઘરે છે ને એ મુકુરમાંથી વિનોદી ગણાતાં વાંકાં કિરણોનાં પ્રતિબિંબ એ પાછા કાઢી શકે છે. ને એમનું મુકુર સંગ્રહણ પણ અજબ કરે છે. રા. ભોળાનાથ સારાભાઈનું કુટુંબ એમાં મધ્ય ભાગે હોય છે, ને એનું પ્રતિબિંબ બહુ સુંદર રીતે એમાં પડે છે. બાકીના બધા વાંકા ખુણામાં બેઠેલા હોય કે સ્મરણની વાંકી શકિતએ સંઘરેલા હોય તેમ ત્રાંસા કે વાંકા દેખાય છે. મુકુરમાં બધી મશ્કરીઓ રા. નરસિંહરાવભાઈ પોતે જ કરે છે ને કોઈને ઘેર દાળભાત ન મળ્યા, કોઈના ઉચ્ચારો લાખા પટેલની પોળના ધોરણે ગામડીઆ હતા એ બધી બાબતો એમને બહુ સુંદર રીતે યાદ રહે છે. ડહાપણ ને સંસ્કાર ભોળાનાથ સારાભાઈના કુટુંબની બહાર હોઈ શકે એ વાત નરસિંહરાવભાઈ માનતા હશે ખરા?

પણ માત્ર આ બધી બાબતોને માટે નરસિંહરાવભાઈ એકલી સ્મરણશકિત પર આધાર નથી રાખતા. એમની રોજનીશીમાં અથવા એમની કલાકનીશી કે મીનીટનીશી જે કહો તેમાં એમણે પોતાના મગજનાં ચશ્માંમાંથી જોએલા દરેક બનાવની નોંધ હોય છે. ને એનો ઉપયોગ એ વીસ કે પચ્ચીસ વર્ષે કોઈ અણધારી ઘડીએ કરે જ્યારે એ બનાવમાં ભાગ લેનારને મન એ વાત છેક વીસરાઈ ગઈ હોય કે આવે વખતે સાક્ષીઓ કાં તો મરી ગયા હોય, કાં તો એમને એ વાત સાંભરતી ન હોય અને નરસિંહરાવભાઈની ડાયરી એ એક જ લખેલો દસ્તાવેજ રજુ હોય તે વખતે બીજા દસ્તાવેજોની ગેરહાજરીમાં એ કહે છે એ ખરૂં છે કે ખોટું છે, એ તપાસવાનું કશું જ સાધન કોઈની

પાસે હોતું નથી. ને નોંધ લખતી વખતે રા. નરસિંહરાવભાઈ કયી ઘડીએ કેવા ' મુડ ' (mood)માં હતા તે કોણ કહી શકે ?

રા. નરસિંહરાવભાઈની વિનોદવૃત્તિનાં ચશ્માં પહેરેલી આંખોમાં એક ખુબી છે. એમનો વિનોદ પારકાની મશ્કરીમાં મઝાહ લે છે; પણ પોતાની સામે થતો વિનોદ સહન કરવા જેટલી સહનશકિત પ્રભુએ એમને બક્ષેલી નથી.

પણ એમના તકરારી સ્વભાવ નીચે પણ હૃદય સુંવાળું છે અને ગર્વભર્યા માનસ સાથે એક જાતનું ગૌરવ પણ એમનામાં છે. એમના શબ્દો-ઘણીવાર તપી ગએલા મગજે ઉતાવળમાં બોલાએલા શબ્દો- કડવા ભલે હોય પણ એમનો હેતુ કડવો ભાગ્યે જ હોય છે. એમને પોતાના ગૌરવનું વધારે પડતું ભાન છે અને એ ગૌરવ તમે સાચવો છો એટલી એમને ખાત્રી થાય પછી માયાળુપણું પણ બતાવવામાં એ ડોસા પાછી પાની કરે એવા નથી.

અને એમની પોતાનું ગૌરવ સાચવવાની આટલી બધી કાળજી આપણાથી સમજાય એવી પણ છે. જે જમાનામાં એ જન્મ્યા હતા તે જમાનામાં સ્વાતંત્ર્યની વાત શબ્દોમાં કરનારા બહુ હશે, પણ વર્તનમાં સ્વાતંત્ર્ય સાચવનાર અને ભલાભલાની તમા ન રાખનાર સ્વભાવના માણસો થોડા જ હશે. રા. ભોળાનાથ સારાભાઈ જેવા આદ્યસુધારકને ત્યાં જન્મ લઈને એક તો નરસિંહરાવભાઈ આ પ્રાંતના અને બંગાળાદિ પરપ્રાંતોના સુધારકોના સંબંધમાં આવ્યા. મુળમાં મોટા માણસના પુત્ર, પછી સરકારી નોકરીમાં અમલદારી કરી અને કલેકટર સુધીની પદવિએ એ પહોંચ્યા. કવિ તરીકે પણ એમના સમયમાં એમની કારકિર્દી યશસ્વી નીવડી. અને આ બધાની મેળવણીથી એમના મનમાં પોતાના ગૌરવનું ભાન સવિશેષ પડતું થયું હોય એમાં નવાઈ પણ શી છે ? ને એ ગૌરવનો કોઈ અજાણ્યો કે અળવીતરો સાક્ષર અજાણતાં ભંગ કરી ન બેસે એ વાતની કાળજી એમને હોય તે સ્વાભાવિક નથી શું ?

અને આ બધું છતાં રા. નરસિંહરાવભાઈમાં બાળકની સાદાઈ છે. એમની વાત કરવાની રીત કોઈવાર મોટા બાળક જેવી લાગે છે, ને ખીજવાય ત્યારે એ છેક નાના બાળક બની જાય છે. બાળકની માફક એમની સાથે પણ સમજાવી પટાવીને કામ લેવું પડે છે. બાળકના જેવી એમનામાં જીદ પણ છે અને બાળકના જેવું એમનામાં આપમતિયા-પણું પણ છે. પણ એ ખુશ થાય ત્યારે બાળકના જેવી જ મીઠી રીતે એ વર્તે છે. કદાચ ઘડપણ એ બીજુ બાળપણ હોય તો કોણ જાણે.

નરસિંહરાવભાઈમાં ચોકસાઈ ખુબજ છે. દરેક વસ્તુની એ નોંધ કરે છે. દરેક લેખની પછવાડે એની વિગતો જોવાની એ મહેનત કરે છે. અને એમની 'હકારીઆ' 'સકારીઆ' જોડણીના 'હ' ને 'સ' પ્રૂફમાં પણ રખેને બદલાઈ ન જાય તેની એ ખાસ કાળજી રાખે છે.

સ્થાન મહત્વનું છે. વર્ડ્ઝવર્થની માફક એમનામાં એક પ્રકૃતિ કવિના પણ ગુણો છે કદાચ એમના પ્રિય અંગ્રેજી કવિઓના અનુકરણો પણ હોય! તારા, ચંદ્દા, મેઘ, વ્યોમ જેવાં પ્રકૃતિનાં તત્વો એમને ખુબ આકર્ષે છે ને એમની માનવદુઃખથી પ્રેરાએલી કવિતાઓમાં પણ પ્રકૃતિવર્ણન તો આવે છે જ.

ને રા. નરસિંહરાવભાઈ માત્ર કવિ છે એમ નહી પણ ગુજરાતીના સારા ગદ્ય લેખક છે, ને સાથે એ ભાષાશાસ્ત્રી પણ છે. વિલ્સન ફાઇલોલૉજીકલ લેકચર્સ ઘણા કાળ લગી એમનાં સંભારણાં તરીકે જળવાઈ રહેશે.

તે ઉપરાત તેઓ સગીતનિષ્ણાત પણ ગણાય છે. રા. નરસિંહરાવભાઈના બધા દાવા મને કબુલ છે પણ આ છેલ્લો દાવો તો નથી જ એ કવિ છે એમ હું માનું છું, એ સારા ગદ્યલેખક છે એ પણ હું માનું છું, એમના ભાષાશાસ્ત્ર વિષે પણ મને શંકા નથી. પણ સંગીત વિષેના એમના જ્ઞાનથી હું ખરેખર ગભરાઉં છું, જે બે ત્રણ પ્રસંગોએ મેં એમનું સંગીત સાંભળ્યું છે તેમાં એમનો સ્વર, લય, તાન, તાલ બધાં સંગીતથી વિરૂદ્ધ હતાં. સંગીતશાસ્ત્રનું જ્ઞાન અને સંગીત ગાવાની શકિત એ બે જુદાં હોવાને લીધે એમ બની શકે, પણ નરસિંહરાવભાઈ એ વાત કબુલ કરે એમ હું માનતી નથી.

રા. નરસિંહરાવભાઈના જીવનમાં સુશીલા કાકીનું સ્થાન ઘણું મોટું છે. રા. નરસિંહરાવભાઈનો મિજાજ સાચવવાની શકિત જો કોઈનામાં હોય તો એમનામાં છે. ને સુશીલા કાકી એમને એકજ રીતે નથી સાચવતાં. એમના માંદા શરીરની ચાકરી કરે, એ આકળા પડીને બોલીને કોઈને ખોટું લગાડે ત્યારે તેમને વારે, એમની બધી આજ્ઞાઓને અનુસરે અને નરસિંહરાવભાઈની દરેક ઇચ્છાને પહેલેથી ઓળખી તે પ્રમાણે પોતાનું વર્તન ઘડે, એ સૌ ગુણો સુશીલા કાકીમાં છે. કેટલાક મોટા માણસો પત્નીઓની બાબતમાં આવી રીતે ભાગ્યશાળી હોય

# શ્રી ખુશાલ શાહ

પૃથ્વીમાં જેમ ગરમી અને પાણી બન્ને છે અગ્નિ જેમ ઠંડો લાગે છે ને ગુણમાં ગરમ કહેવાય છે તેમ પ્રો. ખુશાલ તલકચંદ શાહ પણ વિરોધી તત્ત્વોનો ભંડાર છે. એની બુદ્ધિ ઘણી તીવ્ર છે પણ હડે ચડે તો ગમાર બાળક જેટલી પણ અક્કલ એમનામાં રહેતી નથી. એનો સ્વભાવ ઉદાર છે પણ અનેકવાર હલકામાં હલકી વાતોને એ સંઘરે છે. મિત્ર તરીકે એ સર્વસ્વ આપે છે, પણ શત્રુ તરીકે હથિયાર એને માટે છેક ખરાબ નથી હોતું.

પર એ આવે છે. કોઈ વાર ડૂબે છે ને કોઈ વાર તરે છે. સામા માણસનો તાત્કાલિક વિશ્વાસ ખેંચવાની એમનામા શક્તિ છે, પણ એ વિશ્વાસ રાખતા એમને આવડે છે? જુદાજુદાનો જુદોજુદો અનુભવ છે.

સમતોલપણું એ **શાહ**ના સ્વભાવનો ખાસ ગુણ નથી, અને પોતાની બુદ્ધિનો બહુ ગર્વ છતાં પારકાઓથી–ખાસ કરીને સ્ત્રીઓથી–એ દોરવાઈ બહુ જાય છે. શાહને સ્ત્રીત્વને માટે સન્માન છે ને એને સ્ત્રીઓની સંગત ગમે છે સ્ત્રીઓની સંગત ગમે છે તો ઘણાને પણ શાહ એ બાબત ખાનગી નથી રાખતા ને બીજા રાખે છે આજે મુંબઈના ઘણા બુદ્ધિશાળી માણસો કરતા વધારે સ્ત્રીમિત્રો હોય તો તે **શાહ**ને છે ને એનું કારણ એ છે કે **શાહ** સ્ત્રીઓને સરખી પદવીએ ગણે છે, સંસારમા એમના ઘણે ઠેકાણેથી ઘવાતા આત્મસન્માનને એ મિત્રો જરા પંપાળી આપે છે અને એને લીધે એમનામા ફરી પાછો આત્મવિશ્વાસ ઉપજે છે **શાહ** સ્ત્રીઓને પોતાની બુદ્ધિથી મદદ કરે છે ને એ બુદ્ધિ એમની છે એમ લાગવા દે છે. **શાહ** સ્ત્રીઓને પોતાના હક્કો કદિ ભુલવા ન દેતા રોજ સંભારી આપે છે, ને કોઈ જગાએ ઉદ્ધતાઈ હોય તો એ એને સ્વતંત્રતાનું સારૂ નામ આપતાં શાહને અચકાટ નથી થતો.

ને શાહનો સ્વભાવ જેટલો બુદ્ધિપ્રધાન છે એથી વધારે લાગણીપ્રધાન છે જીવનમાં એને સ્ત્રીનો સાથ નથી મળ્યો પણ સ્ત્રીઓના સહવાસની એના સ્વભાવને ખુબ જરૂર છે, અને જે જે સ્ત્રીઓના એ સહવાસમાં આવે એ સ્ત્રીઓને સમગ્ર જોવાની એનામાં ઈચ્છા કે શક્તિ નથી એમના સ્વભાવ કે શરીરમા એક બે પ્રકારનું લાવણ્ય શાહ કલ્પે અને પછી બાકીની વ્યક્તિ પોતાને ગમે તેવી પોતાના મનમા એ ઘડે. એ કલ્પનાની મૂર્તિને અને ખરી એ સ્ત્રીને સબંધ હોવો જોઈએ એવું પણ થોડું જ છે અસલના ફ્રેંચ નાઈટની માફક સ્ત્રીમિત્રોનું દરેક કામ કરવા શાહ તત્પર છે

# શ્રી. ખુશાલ શાહ

પૃથ્વીમાં જેમ ગરમા અને પાણી બને છે, બરફ જેમ ધડો લાગે છે ને ગુણમાં ગરમ કહેવાય છે તેમ ગ્રે ખુશાલ નલક્ષ્મી શાહ પણ વિરોધિ તત્ત્વોનો ભંડાર છે. એની બુદ્ધિ ઘણી તીવ્ર છે, પણ હઠે ચઢે તો કોઈવાર બાળક જેટલી પણ અક્કલ એમનામાં રહેતી નથી. એનો સ્વભાવ ઉદાર છે પણ અનેકવાર હલકામા હલકી વાતોને એ સઘરે છે. મિત્ર તરીકે એ સર્વસ્વ આપે છે, પણ શત્રુ તરીકે કોઈ હથિયાર એને માટે છેક ખરાબ નથી હોતું.

પણ ખુશાલ શાહ ખરાબ માણસ નથી. મુળે તો ખરેખર એ સારા માણસ છે. પણ એમની શરીરની શક્તિઓ અને મગજની શક્તિઓ એકબીજાથી વિરોધિ દિશામાં ચાલે છે અને તેથી એ બેની વચ્ચે સંગ્રામ ચાલ્યાં જ કરે છે. એની બુદ્ધિનો લાભ લેનારા ઘણા મિત્રો એની આસપાસ રોજે મળે છે, પણ અભિમાની સ્વભાવને લીધે દુશ્મનો કરતાં પણ એને વાર લાગતી નથી. ને એના જેવા છૂટ્ટી માણસો જડવા બહુ કઠણ છે.

પર એ આવે છે. કોઈ વાર ડુબે છે ને કોઈ વાર તરે છે. સામા માણસનો તાત્કાળિક વિશ્વાસ ખેંચવાની એમનામાં શક્તિ છે; પણ એ વિશ્વાસ રાખતાં એમને આવડે છે? જુદાજુદાનો જુદોજુદો અનુભવ છે.

સમતોલપણું એ શાહના સ્વભાવનો ખાસ ગુણ નથી, અને પોતાની બુદ્ધિનો બહુ ગર્વ છતાં પારકાઓથી–ખાસ કરીને સ્ત્રીઓથી–એ દોરવાઈ બહુ જાય છે. શાહને સ્ત્રીત્વને માટે સન્માન છે ને એને સ્ત્રીઓની સંગત ગમે છે. સ્ત્રીઓની સંગત ગમે છે તો ઘણાને પણ શાહ એ બાબત ખાનગી નથી રાખતા ને બીજા રાખે છે. આજે મુંબઈના ઘણા બુદ્ધિશાળી માણસો કરતાં વધારે સ્ત્રીમિત્રો હોય તો તે શાહને છે ને એનું કારણ એ છે કે શાહ સ્ત્રીઓને સરખી પદવીએ ગણે છે; સંસારમાં એમના ઘણે ઠેકાણેથી ઘવાતા આત્મસન્માનને એ મિત્રો જરા પંપાળી આપે છે અને એને લીધે એમનામાં ફરી પાછો આત્મવિશ્વાસ ઉપજે છે. શાહ સ્ત્રીઓને પોતાની બુદ્ધિથી મદદ કરે છે ને એ બુદ્ધિ એમની છે એમ લાગવા દે છે. શાહ સ્ત્રીઓને પોતાના હક્કો કદિ ભુલવા ન દેતાં રોજ સંભારી આપે છે, ને કોઈ જગાએ ઉદ્દતાઈ હોય તો એ એને સ્વતંત્રતાનું સારૂં નામ આપતાં શાહને અચકાટ નથી થતો.

ને શાહનો સ્વભાવ જેટલો બુદ્ધિપ્રધાન છે એથી વધારે લાગણીપ્રધાન છે. જીવનમાં એને સ્ત્રીનો સાથ નથી મળ્યો પણ સ્ત્રીઓના સહવાસની એના સ્વભાવને ખુબ જરૂર છે, અને જે જે સ્ત્રીઓના એ સહવાસમાં આવે એ સ્ત્રીઓને સમગ્ર જોવાની એનામાં ઈચ્છા કે શક્તિ નથી એમના સ્વભાવ કે શરીરમાં એક બે પ્રકારનું લાવણ્ય શાહ કલ્પે અને પછી બાકીની વ્યક્તિ પોતાને ગમે તેવી પોતાના મનમાં એ ઘડે. એ કલ્પનાની મૂર્તિને અને ખરી એ સ્ત્રીને સંબંધ હોવો જોઈએ એવું પણ થોડું જ છે અમલના કેચ નાર્ગિની માફક સ્ત્રીમિત્રોનું દરેક કામ કરવા શાહ તત્પર છે.

શાહની દૃષ્ટિ ટુંકી છે. પોતાનાથી બે હાથવાર દૂર જતા મિત્રને પણ ભાગ્યે જ ઓળખી શકે. આ શારીરિક કારણુ શાહને ઓછું દુ:ખ દેતું નથી ને શાહના માનસિક ભ્રમો પણ ઘણા આમાંથી જન્મે છે. માણસના ભ્રમો જેમ વધારે તેમ તે ભાંગવાનો સંભવ ઓછો; ને આ ભ્રમથી ભરેલા " અપાર સંસાર સમુદ્ર મધ્યે, નિમજ્જતો માં શરણમ્ કિમસ્તિ "

શાહના સ્વભાવમાં ' જર્નાલીઝમ ' ભર્યું છે. અને અનેક દુ:ખોનું તે કારણુ હોવા છતાં શાહથી એ છોડાય એમ નથી. યુનિવર્સિટીમાં રહેતા પ્રોફેસરોનો એ ધારો છે કે એમનાથી જર્નાલીઝમ થાય નહીં ને છાપામાં લેખો લખાય નહીં. પણ કહેવાય છે કે યુનિવર્સિટીમાં રહીને છેલ્લી ઘડી સુધી શાહે એ નિયમ પાળ્યો નથી ને પરિણામે શાહ આજે યુનિવર્સિટીના પ્રોફેસર પદપર નથી. સૌથી પહેલાં યુનિવર્સિટીમાંથી શાહને કાઢવાના મૂળ આ બાબતમાંથી નંખાયાં હતા. શાહથી પોતાના અભિપ્રાયો દર્શાવ્યા વિના રહેવાતુ નથી. " ક્રોનીકલ "ના

And he is a personality of a kind. સાધારણ દુનિયામાં છેતરાવાનો ઘણીવાર પ્રસંગ આવવાથી એને આ દુનિયામાં બહુ વિશ્વાસ નથી અને છતાં દુનિયાનો મોહ એનાથી છુટતો નથી. ઘણીવાર દહાડાઓ સુધી નિરાશાની ખાડીમાં એનો આત્મા ડુબકી મારે છે અને તે વખતે અકારી દુનિયામાંથી નહારી જવાનું મન એને થાય છે. તે વખતે કોઈ માણુસનું એને મોઢું ગમતું નથી, ને છતાં કોઈ આવીને પોતાને આ દશામાંથી છોડવે એમ ઇચ્છયા વગર એનાથી રહેવાતું નથી.

શાહમાં કામ કરવાની શકિત બહુ છે ને પોતાના દુઃખીઆરા આત્માનો વિશ્રામ શાહ કામમાં શોધે છે. શાહને દુઃખ અનેક પ્રકારનાં છે. એની મહત્વાકાંક્ષાને સંતોષે એવું કોઈ મોટું ક્ષેત્ર એને જડતું નથી એ એક દુઃખ છે. એના લાગણીપ્રધાન આત્માની આકાંક્ષાઓ હમેશાં અણપુરાએલી રહેવાની છે એ ભાન, એને નિરાશાના ઉંડાણમાં ધકેલી મુકે એવડું બીજું મોટું દુઃખ છે. અણપુરાએલી આકાંક્ષાઓ અને વાસનાઓનાં ભુત શાહના અંતરને ખાખ કરી મુકે છે, ને બળુ-બળું થતો બ્હાવરો બનેલો એમનો આત્મા શાંતિ શોધવાને માટે નવા નવા વિષયોમાં ડુબકી મારે છે. પોતાનું અંતર જ્યાં પુંઠ ન પકડી શકે એવા કામમાં એને ડુબી જવું પડે છે. પણ વિસ્મૃતિની ઉંડી શાંતિ શાહના જીવનને માટે સરજાઈ નથી. એની ઇચ્છાઓનાં ભુત જીવતા ને જાગતાં એમની સામે ને સામે ખડાં હોય છે. એ ભુલી શી રીતે શકે?

શકિતશાળી માણુસની શકિત નકામી વેડફાઈ જાય એ ખેદનો વિષય છે અને છતાં શાહની ઘણી શકિતઓ નકામી જાય છે એ વાતની કોઈથી ના પડાય એવી નથી. ખરી વાત તો એમ છે કે એમની માણુસાઈને સંપૂર્ણ બનાવે એવી એનાં સ્વમાંની સુંદરી એમને મળી નથી, ને તેથી એની માનવતા અધુરી રહી છે. ઘડીકમાં તોરી ને મીજાજી, ઘડીકમાં નિરાશામય, ઘડીકમાં ઉદાર ને ઘડીકમાં સંકુચિત, ઘડીકમાં

પોતાના ગૌરવની ઘણી કાળજી શાહને છે અને એનો સ્વભાવ તકરારી છે. તેનું કારણ એ છે કે ગરીબાઈમાંથી આ સ્થિતિમાં આવતા સુધી પોતાનું ભાવિ શાહે પોતે જાતે ઘડ્યું છે. પોતાની સ્થિતિનો ગમે કોઈ લાભ લઈ લે ને પોતાના ગૌરવને હાની પહોંચાડે ! "આ બધા મુર્ખાઓ કરતાં હું હજારગણું વધારે જાણું છું છતાં શા ઉપર આ લોકો આટલો મીજાજ કરે છે ?" "એ લોકો મને કહેનાર કોણ ?" આવા આવા ભાવમાંથી શાહનું તકરારીપણું ઘડાયું છે. પોતાની જાત પર, પોતાના મગજ પર એને જોઈએ તે કરતાં ઘણો વિશ્વાસ છે. લોકોની–સાથે કામ કરનારાઓની–મુર્ખાઈ જોઈ તેને અધીરાઈ આવે છે ને પોતાની સલાહ અને ઉપરીપણું સ્વીકારવાની કોઈ ના પાડે ત્યારે તેના મીજાજનો પાર રહેતો નથી એના ક્રોધમાં પણ એક જાતનું છોકરવાદપણું છે. નાનું બાળક ગુસ્સે થાય ને 'બસ મને આ જોઈએ જ' તેમ શાહથી પણ પોતે ધારેલી વસ્તુ ન મળે કે ન બને એ એના સ્વભાવથી સહેવાતું નથી. ને તેમાંથે ભુવેચુકે એનો ગર્વિષ્ઠ સ્વભાવ ઘવાય કે થઈ રહ્યું. ગાંડપણ ને ડહાપણનું અજબ મિશ્રણ શાહમાં છે.

સારો માણસ, હોંશીયાર માણસ; પણ મગજનુ સમતોલપણું જ નહીં. ગુલાબમાં કાંટા ને કાદવમાં કમળ ! અરેરે ! આ દુનિયા! આવી તે ઘડી હશે ?

આર્થરરોડ જેલ, તા. ૧૭-૯-૩૦



જલદ ને ઘડીમાં માયાથી ભરપુર, ઘડીમાં ડહાપણનો ભંડાર ને ઘડીમાં ગાંડપણ ગણાય એવી ચેષ્ટા એ સૌ વાદળના વિવિધ રંગોની માફક શાહના સ્વભાવનાં વિવિધ રંગો છે. એને સંતોષ કશામાં દેખાતો નથી અને એના અસંતોષની પરિસિમા નથી. એની કલ્પના તીવ્ર છે અને દેવદૂતો ને ભુતોનાં દર્શન વારાફરતી એ કર્યા જ કરે છે. એમના જેવા માણસની દયા ખાવાનો કોઈને હક નથી છતાં એમનું દુઃખ દયા પ્રેર્યા વિના રહેતુ નથી.

શાહની બુદ્ધિ સાર સંગ્રહ કરનારી છે, નવું સરજાવનારી નથી. વિષયોનો અભ્યાસ કરનારી શક્તિ, વિષયોને મગજમાં રાખનારી શક્તિ, વિષયોનું વર્ગીકરણ કરનારી શક્તિ એનામાં ઘણી છે. કોઈ કીમીયાગરની પેટીની માફક ઘણી ન ધારેલી ચીજો એના મગજના દાબડામાં ભરેલી હોય છે ને કોઈ અણધારી પળે એ નીકળે છે. એ ન ધારેલી ચીજો નવી હોય એમ અજાણ્યાને લાગે પણ ખરૂં, પણ ખરી વાત તો એમ છે કે ધ્યાન ખેંચે એવું ઘણું મગજમાં એકઠું કરી રાખવાની શાહને ટેવ છે. શાહનાં પુસ્તકો ને શાહની વાતચીત એ આ સંગ્રહના પુરાવા છે. શાહ જેને પોતાની સર્જનાત્મક કૃતિઓ ગણે છે તે સાહિત્યમાં સ્થાન પામી નથી ને એમાં પણ જે સારૂં છે તે સંગ્રહેલ

પોતાના ગૌરવની ઘણી કાળજી શાહને છે અને એનો સ્વભાવ તકરારી છે. તેનું કારણ એ છે કે ગરીબાઈમાંથી આ સ્થિતિમાં આવતા સુધી પોતાનું ભાવિ શાહે પોતે જાતે ઘડ્યું છે. પોતાની સ્થિતિનો રખે કોઈ લાભ લઈ લે ને પોતાના ગૌરવને હાની પહોંચાડે! "આ બધા મુર્ખાઓ કરતાં હું હજારગણું વધારે જાણું છું છતાં શા ઉપર આ લોકો આટલો મીજાજ કરે છે?" "એ લોકો મને કહેનાર કોણ?" આવા આવા ભાવમાંથી શાહનું તકરારીપણું ઘડાયું છે. પોતાની જાત પર, પોતાના મગજ પર એને જોઈએ તે કરતાં ઘણો વિશ્વાસ છે. લોકોની-સાથે કામ કરનારાઓની-મુર્ખાઈ જોઈ તેને અધીરાઈ આવે છે ને પોતાની સલાહ અને ઉપરીપણું સ્વીકારવાની કોઈ ના પાડે ત્યારે તેના મીજાજનો પાર રહેતો નથી. એના ક્રોધમાં પણ એક જાતનું છોકરવાદપણું છે. નાનું બાળક ગુસ્સે થાય ને 'બસ મને આ જોઈએ જ' તેમ શાહથી પણ પોતે ધારેલી વસ્તુ ન મળે કે ન બને એ એના સ્વભાવથી સહેવાતું નથી. ને તેમાંયે ભુલેચુકે એનો ગર્વિષ્ઠ સ્વભાવ ઘવાય કે થઈ રહ્યું. ગાંડપણ ને ડહાપણનું અજબ મિશ્રણ શાહમાં છે.

સારો માણસ, હોંશીયાર માણસ; પણ મગજનું સમતોલપણું જ નહીં. ગુલાબમાં કાંટા ને કાદવમાં કમળ! અરેરે! આ દુનિયા! આવી શેં ઘડી હશે?

આર્થરરોડ જેલ, તા. ૧૭-૯-૩૦

